સુખ પલંગથી સ્વામી કેમ જાગ્યા, તેતો કહે મુજને વાત;
ઠાકોર ચાકરને વીજણુ કરોછો, તેતો અણઘટતી થઇ;
નેવાંનાં પાણી મોભેરે તેતો અચરત્ત ભાળી,
શ્રીકૃષ્ણ અમરીષ પ્રત્યે કહે છે એક પહોર ઉંઘને તુય;
પહોર એક તારી સેવા માનુ વચન આપુ હુય;
ત્યારે અમરીસેરે પ્રભુની વાચા પાળી. પોરાઢયા૦ ૨
સનકાદીક ઇંદ્રાદીક જેનુ ધ્યાન ધરે શીવ શેષ;
સહસ્ત્ર ફેણાએ શેશ રટણ કરે છે વીશામો ન પામે લેશ;
સીદ્ધ જોગીનેરે લાગી ધ્યાનની ટાળી. પોરાઢયા૦ ૩
રાજનીતીની અમરીષને ખબર નથી, કરે સેવા સ્મરણને નેમ;
કહે નરભો છોટાલાલ પ્રતાપે હરીયે વિચારયું એમ;
રાજ રક્ષણનેરે મેલ્યુ ચક્ર વનમાળી. પોરાઢયા૦ ૪

પદ ૮.

લેને લેને લાવ જીવને જોતા નહી જડ;
જોતાં નહી જડેરે, જીવને ખોળ્યો નહી મળે. લેને લેને૦ ૧
કસ્તુરીને કેવડો લઇ તેલમાં તળે;
આવો રૂડો મનખો મેલી ભુતમાં ભમે. લેને લેને૦ ૨
મોતી સરખો દાણો લઇને ઘંટીમાં દળે,
બાવળીઆનું બીજ વાવે આંબો નહી ફળે. લેને લેને૦ ૩
સંત બોલાવે બોલતો નથી અભીમાનમાં ફરે;
મારી ધડકે આગળ કરશે વેઠે ભાર ભરે. લેને લેને૦ ૪
માયા તને મીઠી લાગે, ગોળશે ગળી
નરભેરામના સાથમાં તો કુળ નહી મળે. લેને લેને૦ ૫

પદ ૯.

સેહેલો સેહેલો બહુ સેહેલો રણછોડરાય બહું સેહેલોરે,
વાત કરતા વાલોજી આવે મોઢે ચઢે છે વેહેલો વેહેલે. રણુ૦ ૧
મગસ બરફી જમવાને જોઇયે, વેચવા કડાવે પેસો પેસો રણુ૦ ૨
ભગત જનનાં સંકટ હરવા થાય છે ગાંડો ને ઘેલો. રણુ૦ ૩
હરદે કમળ રૂપી હેમની દાબડી તે વસ્તુ માંહિ મેલો. રણુ૦ ૪
કહે નરભેરામ ગુરૂ પ્રતાપે એના ખેલમાં ખેલો. રણુ૦ ૫

પદ ૧૦.

રંગ ભીના રંગ ભીના, રણછોડરાય રંગ ભીનારે
આવાગમન અમરીષનો વારયો દશ અવતારને લીના. રણછોડ૦ ૧
સેનાને માટે તમે નાપીક થયા કુણ કરે તમ વીના. રણછોડ૦ ૨
બાહીર મુખીનો મુગટ લીધો અવગુણ ન જોયા એના રણછોડ૦ ૩
કહે નરભેરામ ગુરૂ પ્રતાપે આદે અનાથ નાથ દીના રણછોડ૦ ૪

પદ ૧૧.

છોગાળા છોગાળા રણછોડરાય છોગાળારે,
મુસ્તક મુગટને કાને કુંડળ, આંખ નેણાં અણીઆળા, રણછોડ૦ ૧
ગળે ગળચવા હતરી સાંકળી કર મુકતાફળ માળા. રણછોડ૦ ૨

શંખ ચક્ર ગદા પદમ ધરો છો, ભકત તણા પ્રતીપાળા, રણછોડ૦ ૩
કહે નરભેરામ ગુરૂ પ્રતાપે ડાકોર ડાકોર વાળા રણછોડ૦ ૪

### પદ ૧૨

વનમાળી વનમાળી વીઠલવર વનમાળીરે,
અઢાર ક્ષોણી તમે દળ વટાયું ટીટોડી મેલી તમે ટાળીરે. વીઠલ૦ ૧
ચક્ર ધરયું તુમે ભીસમની માટે તેની પતિજ્ઞા પાળી. વીઠલ૦ ૨
રાસ રમાડવાને રંગ રમાડયા, તેડી તે વૃંજની નારી, વીઠલ૦ ૩
કહે નરભેરામ ગુરૂ પ્રતાપે સુખની સીમા વાળી, વીઠલ૦ ૪

### પદ ૧૩.

રામ રટણમાં સાર છેરે, સીતારામ રટણમાં સાર છે;
મુનશાદેહ પામીને સમેરણ ભુલ્યો તેને કલ્યાણની વાર છેરે, સી૦ ૧
કુસંગ કુનારનો સંગ કરયાથી જમનો મોટો માર છેરે, સી૦ ૨
લખ ચોરાશીના ફેરારે ફરતાં, મુનશાદેહ છેલોજ વાર છેરે, સી૦ ૩
કહે નરભેરામ ગુરૂ પ્રતાપે રામ રટયાથી પાર છેરે. સી૦ ૪

### ભજન

મેરે મન બસ ગયો સીતારામ,
સીતારામ સીતારામ મેરે મન બસ ગયો સીતારામ
રતન સીંહાસન રઘુવર બેઠે, ચમર ઢોળે હનુમાન. મેરે૦ ૧
તુમ મત બીશર જાઓજી મેરે મનસે તુમ નીકસી જાવોજી મેરે પ્રાણ. મેરે૦ ૨
શીતારામ લક્ષમણ ભરત શતરૂઘ્ન, કેરા શહસ્ત્ર મુખ લેતહીનામ.
તુલસીદાસ ભજ દ્વજરવંદન, ચોસઠ ધડીને આઠુ જામ. મેરે૦ ૩

### પદ ૨

હોલો હોલી કહેછેરે, પ્રભુજી મારી વારે ચઢે;
બચ્ચા મારાં મારેરે, તળે આવી ભીલ ખડો. ટેક૦
બાણ તાણીને ઉભા પારધી, ને ઉપર આવ્યો બાજ;
પોતામાંથી સરપ જો નીશરે તો વણસે મારાં કાજ,
ગરૂડના ગામીરે આંટી રાખી રખે રહો હોલો હોલી૦ ૨
કહેતામાંજ પરવરીલાને, શરપમાં નીરવાણ,
પારધીને તો પગેરે ડસીયો, તતક્ષણ લીધા એના પ્રાણ;
ત્યાંથી બાણછુટેરે બાજ આવી હેઠે પડયો. હોલો હોલી૦ ૨
કઠણ વેળામાં કામજ આવે, જો ભજન કરો તો ભય જાય.
એવા સામરથ સ્વામીને મુકીને કોના પૂજુ પાય;
ગુનેગાર તારોરે તુળશીદાસ ખરો હોલો હોલી૦ ૩

### પદ ૩.

લાંબી સોડે સુતોરે, સુખની તેં સજ્યા કરી
કદીએ નવ બોલ્યોરે; મુખથી તું હરી હરી. ટેક૦
આછેરે તરૂને આછેરે મારૂ તેમાં બંધાણું તારૂં ચીત.
અલબેલીનો સંગ ન મુકયો, તે વિના તું આંધળો ભીત,
હરીને ઠેકાણેરે બેઠા નહી એક ઘડી, લાંબી શોડે૦ ૧

શીર ઉપર તો કાળ ભમે છે જેમ તેતરબાજ
કહીયે ખરા પણ કહયું ન માને કહે મુમતને કાજ
જે જેણું તે તેમજરે મુકીને તારે જાવું મરી. લાંબી સોડ૦ ૨
ઊંચી ઊંચી મેડીને બાગ બગીચા નવી નવી ભાતના રંગ
તે ઘેર બેઠા કાગ કકળશે કોઇ નહી આવે તારી સંગ
તુળશી તો કહેછેરે લખ ચોરાશી ફરો લાંબી સોડ૦ ૩

## પદ ૪.

ીતારામ ઉપાસી આયે મોરો સીતારામ ઉપાસી;
ાલ તીલક તુળશીકી માળા અવધપુરકે બાશી. આયે૦ ૧
ાથવૃત સબે કરીઆયે કોટી ગંગાને કોટી કાશી. આયે૦ ૨
ાણુધોઇ ચરણામૃત લીધો શીતળ હો ગઇ છાતી. આયે૦ ૩
ભર છોડ ઔરકુ ભજહી સોનર જમપૂર વાસી આયે૦ ૪
ાશીદાસ રઘુબરકે શરણે મીટ ગઇ લક્ષ ચોરાશી. આયે૦ ૫

## પદ ૫.

ાણુ તારે મેં આયો કુટુંબનજી શરણુ તારે મેં આયો.
ડી હેરી લંકા કનક કેર મંદીર હરી ચરણે ચીત લાયો
મ મોયે રાત્ર કીયો લંકાકો તબ મેરા માન બડાયો
ામ મરણુકો બંધન છુંટો રામ દરશન પાયો. કુટુંબ૦ ૧
ા રઘુનાથ અનાથકે નાથા તમ મોયે કંઠ લગાયો
ાશીદાશ પ્રભુ તમારી કૃપાસે રાજ વિભીશણુ આયો. કુ૦ ૨

## પદ ૬ રાગ ભઇરવ.

ાાત:સમે રઘુબીર જગાવે, કૌશલ્યા મા તારી
ાઠો બાલજી ભોર ભયા હે મુનીજન મન હેતકારી. ૧
બ્રહ્માદીક ઈંદ્રાદીક દેવતા, રૂશી સનકાદીક સારી,
બાન બીભને વેદ મુની લગાવે રઘુકુળ બીરતારી. ૨
બંધીજન ગાંધરવ ગુણુ ગાવે નાચે દેહ તાદારી
ોન સહીત સબ દ્વારે ઠાડે હોત કતોહળ ભારી
ારત શતરૂઘન ચમર છત્ર લીયે જનક સુતા લે ઝારી,
ાવા પાન લીયે કર લક્ષમણુ ભર કંચનકી ઝારી. ૩
ાુણ પ્રીયે બચન કહે રઘુ નંદન લોક પલક ક્ધારી,
શીતવત અને કીયે મરાર મુદીય ભયે નરનારી. ૫
કરી અસ્નાન દાન નરપ દીજે, લીલાવટ તીલક સમારી;
જેજેકાર કરત બન માધે; તન મન ધન બલીહારી. ૬

## પદ ૭ રાગ કાફી.

ભજીલે શ્રીરામ અબ તારો દાવ બન્યો ભજી લે તું સીતારામ.
તેરી કાયા કછુ કામ નહી આવે માતપીતા ધનધાન. અબતો૦
અચિંતાકો તેરો કાળ આવેગો, અબ તેરો કોણુ જમાન. અબ૦ ૨
ભીલ પારધી અજામેળ ઉગારયો, એ સોઇ સમરથ નામ. અબ૦ ૩
તુળશીદાસ આશ રઘુવરકી સબકો પૂરાણુ નામ. અબ૦ ૪

## પદ ૮ રાગ ઠુમરી.

નહી બન જોબ સખી દોનુ બાળક નહી બન જોગ
એક સ્યામ દુજા ગઉર રૂપહે નેનભરે ત્રિલોક. સખી૦ ૧
રામ લક્ષમણુ સીતા બનકુ સધાવે દેખત નગરકે લોક સખી૦ ૨
ઉસકી માતપીતા કેસે જીવે કેસે જીવે અવધકે લોક સખી૦ ૩
કંદમળ લછમણુ લેઇ આવત વાંકે લગાવતુ ભોગ સખી૦ ૪
તૂલસીદાસ રઘુનંદકે ચરણે ભાવીરે આલી ભાવીરે લખ ગઇ મહા
ન વીજોગ. સખી૦ ૫

## પદ ૯ રાગ બીહાગ.

ભજનકો પરીમાન એસો હરી ભજનકો પરીમાન
ભજનકા પરીમાન એસો જળ તારે પાશાણુ એહ ટેક૦
ચળત તારાને ચળત મંડળ ચળત રવી શશી ભાન,
દાસ ધરૂવકુ અવીચળ પદવી રામકે દીવાન, એસો હરી૦ ૨
રાવણુ કે દશ શીશ છેદે કર ગ્રહે સારંગ પ્રાણુ,
વાભીક્ષણુ લંકા દીનો ભકત પોતાકો જાન. એસો હરી૦
નીગમ જાકી શાખ પુરે સુનો સત સુજાણુ;
દાસ તુળશી શરણુ આએ રાખીએ ભગવાન. એસો હરી૦ ૪

## સાખીઓ.

તુળશી આ સંસારમે, ભાત ભાતકે લોક;
સબસે હીલમત ચાલીયે, નદી નાવ સંજોગ ૧
તુળશી મુનશા દેહ ધરી નાજ પ્યા શ્રી જુગદીશ;
જતુની નજર વધેરતાં, કાં કાટયો નહી શીશ. ૨
ગરભ ના ગળ્યોં તારો દુરમતી વાંઝ ન રહી તેરી માત
જા ઘર કથા કીરતન નહી, તાં ઘર બડો ઉતપાત. ૩
સબ સોનાના નગર બન્યા પારસમણીકી ગોળ
તુળશી હરીકી ભકિત વીના, જમડા કરે ધમરોળ. ૪
ઢેર ઘડંતા મનુષ્ય ઘડયો, ભુલ્યો શિંગને પૂંછ
તુળશી હરીકે ભજન વીના, ધીક દાઢી ધીક મૂછ, ૫
ધન ભોમી ધન ગામને જ્યાંહાં સંત બીરાજે આઇ;
જગજીવન પાવન કરે હીલી મીલી હરી જસ ગાઇ; ૬
તુળશી કહે મેં પારખું. પરખ્યા રામ રતન,
જપ તપ તીરથ કાચમણી તાંહાં હુ માને મન. ૭
પારસમણીકે સંગથા કંચન ભઇ તરવાર,
તુળશી ઉનમેં તીન રહે ધાર ભાર આકાર. ૮
સબનદીઓ ગંગા વહે, સબ પથર સાલીંગરામ,
સબ વનસ્પતી હે તુળશી જાકે હરદે રામ ૯
દયા ધરમકો મુલ હે પાપ મુલ અબીમાન;
તુળશી દયા ન છોડીયે, જબ લગ ઘટમે પ્રાણુ ૧૦
પરધન પથર જાણીએ, પરસ્ત્રી માત સમાન;
હેતે કરે હરી નહી મળે, તો તુળશીદાસ જમાન; ૧૧

તુળશી તરીયા રફી અપની ન કહે કોય;
હે હરીની કહે અપની, અંતે ફજેતી હોય. ૧૨
ચીત્ર કોટકે ઘાટપર ભઇ સંતનકી ભીડ;
તુળશીદાસ ચંદન ઘસે તીલક કરેરે રઘુવીર. ૧૩

## પદ ૧૦. રાગ બીહાગ.

બાનાની પત રાખ, પ્રભુ તારા બાનાની પત રાખ;
બાનારે માટે જો દુખ દેશો તો કોણ જપે તારો જાપ. પ્રભુ૦ ૧
રોહીદાસની તમે પાતરી લીધીને, નવ જોઇ જાત કે ભાત;
શેનાની માટે સનસુખ રહીને તમે, નાઇ કહેવાયા હોનાથ. પ્ર૦ ૨
પ્રલ્હાદની તમે પ્રતિપાલણ પાળાને સ્થંભમાં પુરયો વાસ;
તાતી કડા તમે શીતલ કીધી, શુત્તનવાને પાસ પ્ર૦ ૩
પંચાળીના પટકુળ પુરયાંને, રાખી સભામાં લાજ;
સાગરમાંથી બુડતો રાખ્યો, રામ કહેતામાં ગજરાજ. પ્ર૦ ૪
ઝેર હતાં તેના અમરત કીધાંને, આલ્યા મીરાંને હાથ,
મેહેતાને મંડળીક મારવા આવ્યો, ત્યારે કેદારો લાવ્યો મધરાત. ૫
ભકતોનાં તમે સંકટ ભાગ્યા ત્યારે દ્રઢ આવ્યો વીશ્વાસ,
તુળશીના સ્વામીને કહુ કરજોડી, પુરો અંતરની આશ. પ્ર૦ ૫

## દેવાનંદનાં બનાવેલાં પદ.

### પદ ૧.

શંખણીગો સરવે સતસંગ કરતાં લજાવે;
મોંઘો દેહ મનુષ્યનો પામી, એળે જન્મ ગમાવેરે. શં૦ ૧
મોટા કુળનું માન ઘણેરૂં, અહાર અતિશે ઊંઘે,
ધણી સંગાતે કરે ધડાકા, સરડ છીંકણી સુંઘેરે. શં૦ ૨
માથુ જોતા જુવો મારે આડી અવળી ચાલે,
રજસ્વળાનો દોઝ ન જાણે, મનને ગમે તેમ મહાલે. શં૦ ૩
નહાવે ધોવે નિતી પાળે, પ્રભુ ભજનમાં પ્રીતી;
તેની નિંદા કરવા લાગે, વાચ્યુ દેશવ જીતીરે. શં૦ ૪
દારૂ પીવે માટી ખાવે, જીવ મરાવે જાણી,
દેવાનંદ કહે જમના દુતો, તેને લેશે તાણીરે. શં૦ ૫

## ઇશ્વરને ઓળખવા વીશે.

### પદ ૨. રાગ કાફી.

આવો રૂડો અવસરરે ઓળખવા એક હરી
મોંઘુ મનશા તનરે, ના આવે તમારે ફરી ફરી. ટેક૦
ધન જોબન તન રંગ પતંગી વણસે વારંવાર;
તો સાદે શું જતન કરે છે સ્વપનું આ સંસાર;
વળી તેને મરવુંરે ડસ્યું દીસે દોશ કરી. આવો રૂડો૦ ૧
સૈભ્ય સ્વભાવ પરમ સુખ સંપનીએ પામવાનો ઊપાય,

પ્રગટ સ્વરૂપ ઓળખ્યા પ્રભુને દુરલભ દેહ ગવાય;
એવું તન આવ્યુંરે, લેજો વરજરાજ વરી આવો. આવો રૂડો૦ ૩
માયાની મોટમ છે મીથ્યા, નથી ઘડીનો નીરધાર,
દેવાનંદ કહે ભજ દુખ ભંજન કરૂણાનીધિ કીરતાર,
કઠણ વેળામાંરે રહેશે તારાં કારજ સરી. આવો રૂડો૦ ૪

## રણછોડદાસ.

હુંતો તને વારૂરે આતે તે શું કરયુરે;
હરી હીરો ખોયા ને હોરયો સંસાર;
હઈયાના ફુટયારે આંખે થયો આંધળોરે,
વીસારીને મેલ્યા દીન દયાળ;
મારા સાળા મુરખરે બુધી તારી કયાં બળી.
માથે તો ભમતો ના દીઠો,કાળ ગપાટાને હાંકેરે બધા ગામનારે
વીચારી ના જોયુરે સાર અસાર, હુતો તને૦ ૨
મનશા જનમરે મેળવ્યો તે ધુળમાંરે
હંસા ઉપર ઘાલી જોને હામ,
જણ્યો તેને તારેરે આડો શેના આવીયેરે
તારી માને કુખે ના દીધો ડામ હુતો તને૦ ૩
સગાંને સંબંધીરે બુડાડવાને સઉ મળ્યારે
તરવાને ત્રીકમ નામ સંભાર
એતો ન લાગેરે ઝટપટ માનજેરે
હવે તુતો ગાફલ ન રહીશ ગમાર. હુતો તને૦ ૪
ડાહાપણ ડોળુરે સ્વારથ સાથમાંરે,
પરમારથની વાત ન જાણી પેલ,
રણછોડ કહેછેરે રાંડના તું ચેતજેરે
વહી ગયો ભજનની દીન લેહેર. હુતો તને૦ ૫

## પદ ૨. રાગ કાફી.
## શરીરરૂપી અંગરખા વિષે.

અંગરખુ એક તારૂરે બનાવ્યુ બહુ જુગતે કરી;
શીવનારો દરજી ડાહયોરે કીધી છે માહા કારીગરી;
કારીગરી માંહી કેવીરે કીધી, તેનો કહેતાં નવ આવે પાર.
બારીક કામ બહુ ઝીણુ કીધુ, તેના ઉપર તાણ્યા છે તાર,
ટાંકો તો નજરે નવ આવેરે, દેખોને સરવે સુરત ધારી. અં૦ ૧
બાત બનાવી દોરી વાળીરે, નાંખી તેમાં બખીયા છે બહુ,
વાળુ વળેતે અકડ નથી તેમાં તાણ્યા નથી એક તાર,
સારૂ શીવ્યું સંગેરે આવ્યુછે અંગે બરબરી, અં૦ ૨
કમરપટો કોઠોને કુણી પુચેથી પાની પ્રમાણ,
તેમાં કરોચડી કાંઇ નથી વળી શીવનારો ચતુરસુજાણ,
પ્રમાણ કેવું કીધું બેસતુ છે બરાબરી. અંગરખુ૦ ૩
અંગરખુ બહુ રંગી બનાવ્યુ પુરણ પ્રેમ પ્રકાશ;
ચાંપદેખો તે દરજીની કેવી, શીવતાં કરયાં નવ માસ;
દાસ રણછોડને, પહેરાવ્યુ પ્રભુ ખરાખરી. અંગરખુ૦ ૪

## કલ્યાણદાશ,

હરિ ભજવાનુ ચોઘડીયુરે તે ફરી ફરી કયાં મળશેરે
ચોંપ કરીને ચેતી લેજો, ભવના તારણ તરશોરે. હરી. ૧
મનુસ્યાદેહ મટી જશેને, પસુ પંખી અવતરશોરે;
વરણાગીમાં વાટ ઉઠશે, કેઈ ખાણે રડવડશોરે. હરી. ૨
દુખ લાગે તો વહેલુ લાગો, ઉંઘે ઉધું ચાલ્યુંરે;
ખાને ઉંદર શુ બોલ્યો તો, શું બોલ્યો શું પાલ્યુ. હરી૦ ૩
જોબન જાશેને જરા આવશે, નેન નાસીકા ગાળશેરે;
સગાં સનેહી સુખનાં બેલી અંતે અળગાં રહેશેરે હરી. ૪
હરી નામતો હરી બેઠો, વીખીયામાં વીટાયામાં વીંટાયોરે;
આ અવસરતો રૂડો કરાવે, પાપ ન કરશો પ્રાણીરે;
કલ્યાણ કહે તે કહ્યુરે ન માને, પથરા ઉપર પાણીરે હરી૦ ૨

### પદ ૨ જું.

મુનશાદેહ પામીને જે કોઇ હરી ભજે તે બળીઓરે;
બળતે શ્થંભે બાંધશેને, કેમ સટેવાશે છડીઓરે;
હમણાં તો હરી નથી બોલતો, તારી કુટી ભાગશે નળીઓરે,
આપે ખળને ખળની સંગત ચતુરપણામાં ચળીઓરે;
અમરીત રસ તો કોઇ આરોગે, તારા કમરનો ઢળીયોરે મુ. ૧
તજી કુશકા કમેદ જમતા; માહા મેવાને મળીઓરે;.
મન મગન થઇ મનમાં ફુલ્યો; શું બેઠોછુ ગળીઓરે, મુ. ૨
નંદ નીરમણી મુકીને, મહા કચરામાં પડીઓરે;
ચોપ કરીને ચેચી લેજો, તારો અમરીત કુપો ઢળીયોરે. મુ. ૩
મુનશાહેદોને સત સંગતને ઘણા દિવસે મળીયોરે;
કલ્યાણ કહે જેણે હરીના ભજીઆ, તે પ્રાણિ શું રળીઓરે મુ.

### પદ ૧ લું.

ગોવીંદ ગુણ ગાઇ લ્યો મન ઘેલા, તમે થાઓને વેહેલા વહેલા
હરી ગુણ ગાઓને ગરથમ પહેલા ગોવીંદ ગુણ ૧
કાયા પાણીનો પરપોટો અંતે એ ભરૂશો ખોટો;
જુગમાં હરી જશ છે મોટો રે ગોવીંદ ગુણ. ૨
મનતું મારૂ મારૂ કરતો, સગા સંબધી સાથે લડતો;
તુતો હીડે છે રંગ રવડતોરે, ગોવીંદ ગુણ ૩
જીવ તારા માત પીતાને ભરાત, કોઇ નહી આવે તારી સાથ;
તારે જાવું એકલડાં વાટરે. ગોવીંદ ગુણ. ૪
જીવ તારે અવર તણી છે આશ, વેશ વણોને થોડી રાત;

ક્ષણમાં થઇ જાશે પરભાતરે. ગોવીંદ ગુણ ૫
એવી વઇસ્નવ જનની રીત કરી લે શામળીઆ સું પ્રીત;
ભકતભોવન કહે હરી ભમીનેરે. ગોવીંદ ગુણ. ૬

## પ્રેમલદાશ

### પદ ૧ લુ

હરી ભજતાં હજુ કોઇની લાજ જતા નથી જાણીરે.
જેની સુરતા શામળીઆ સાથ, વદે વેદ વાંણીરે, હરી. ૧
વહાલે ઉગારયો પ્રલ્હાદ હરણાકસ્ય મારયોરે,
વિભિક્ષણને આપ્યું રાજ, રાવણ સંહારયોરે હરી. ૨
વહાલે નરશી મેહેતાને હાર, હાથો હાથ આપ્યોરે;
ધરૂવને આપ્યુ અવીચળ રાજ, પોતાનો કરી થાપ્યોરે હરી ૩
વાહાલે મીરાં તે બાઇનું ઝેર, હળાહળ પીધુરે,
પંચાળીનાં પુરયાં ચીર, પાંડવ કામ કીધુરે હરી. ૪
વાહાલે ભ્રગુરિષની ઓળખાણ, અવતાર દશ લીધારે
વાહાલે ગજની કીધી સહાય, ગરૂડપર હરીયારે. હરી. ૫
આવો હરી ભજવાનો લહાવો, ભજન કોઇ કરશેરે;
કરજોડી કહે પ્રેમલદાસ, ભકતનાં દુખ હરશેરે. હરી. ૬

## નરશિંહ મહેતાનાં બનાવેલાં પદ

### પદ ૧ લુ.

જન્મ ધરી શું કીધું; મુનશા જન્મ ધરી શું કીધુ;
કયાંથી આવ્યો ને કયાં તુરે જોઇશ. એકે કામ ન શીધું;
અમરીતનો રસ ઢલતો મુકી, વિખ હળાહળ પીધું;
નરસઇના સ્વામી પતીત પાવન, તેનુ નામ નવ દીધું. મુ૦

### પદ ૨ જી

ઝાઝર ઝમકાંને આંખ ઉઘાડી, નીરખીયા વદન સલેમલ સાડી
આસનવાલી બેઠા વનમાલી, મોટા મોટા જોગેશ્વર શુલા ગીતાલી
શોન ની ઝારી વલમાંરે કરમાંરે લીધી, ભરી સભામા નાગર નરસઇયાને દીધી
મેનણુ તેવાલો મારો બ્રહમચારી મોલ સહસ્રગોપીએ તેદારની નારી

### પદ૩જું.

જેનેરે ગોવિંદરામ તમને વીસારયા, તમને વીસારયા તે નર ભવોભવ હારયા
તેમને વીસારી કવણ સુખ કીધું, અમરીત ઢોલી હલાહલ પીધુ જેણેરે
તમને વિસારી અન્તરમન મોહયું, કાશીને બદલેકચન ખોયું,
તમને વિસારી અવર રંગરચીયા વાંઝ ન રહિ તેરી જનુનીરેમાત
તમને વિચારી નીદ્રા ભરી શુતો બેણેરે નરસઇયો તે નર
જના ભવ વગુતો જેણેરે

પદ ૫.

રામાકૃષ્ન રામાકૃષ્ન બોલેરે બાવા. ટેક૦
હલડામાંથી દુર કરો, દુનીયાના દાવા,
પુરણુ પુન્યે પામ્યાછો, અવતાર આવા,
ચાલવા ચરણુ આપ્યા. તીરથ નાહાવા,
સેવા કરવા કર આપ્યા સમરણુ સાવા
નેત્ર આપ્યા હરી નીરખવા મુખ પરસાદ ખાવા;
જુગદીશે જીભ આપી હરીગુણુ ગાવા,
મસ્તક આપ્યું માનવી હરી ગુરૂને નમવા;
કહે નરસઇયો કાન આપ્યા હરીગુણુ સાંભળવા.

ગોડી.

ગઉચારી ઘેર આવે, વાલોજી મારો ગઉચારી ઘેર આવે.
હાથમાં લાકડીયાંને ખભે કામળીયાં મીઠીસી મોરલી બજાવે. વા૦
ગુંજુફરહાર મનોહર મોર મુગટ શીર સોહીયે,
સ્વામીતણી સુંદરતા જોઇ જોઇ વ્રજ વનીતા મન મોહીયે,
કુમ કુમ કેરા છડા છેવરાવું, મોતીડે ચોક પુરાવુ,
નરસઇયાના સ્વામી મંદીર પધારે, સેરીયે તે ફુલડાં વેરાવું.

પદ ૭.

સંતો અમેરે અમે વેહેવારીયા, શ્રી રામનામના વેહેપારી આવેરે બધા ગામ ગામનો સંતો૦ ૧
અમારૂ વસાણુ સાધુ સહુકોને ભાવે, અઢારે વરણુ જેને હોરવાને આવે, સંતો૦ ૨
અમારૂ વસાણુ કાળ દુકાળ ન ખુટે, જેને ચોર ન લુટે જેને રાજા ન દડે. સંતો૦ ૩
રામનામ ધન્ય મારે ને વાજે ને ગાજે, છપન ઉપર ભર ભુંગળો વાગે. સંતો૦ ૪
લાખ તણુા તો લેખાં નહીને પારવની છે પુંજી, હોરવું હોય તો હોરી લેજો કસ્તુરી છે મોંઘી. સંતો૦ ૫
આવરોને ખાતાવહીમાં લક્ષમીવરનુ નામ, ચીઠીમાં ચતુરભુજ લખીયા નરસઇયાનું કામ. સંતો૦ ૬

મંગળાચરણુ ૪.

વધકુંઠાચી મુરતી આઇ બીમા ત્રઠ
લાડચી જશોદાચી માઈ બાપા હો રામા રામા રામ,
કૃશ્ન ગાતા ગીતી કૃશ્ન ધ્યાતા ચીતી
કૃષ્ણુ રૂપે હોતી કૃષ્ણુનામે હો રામા રામા રામા. ૩
હરે રામા ગોડ તુજે નામ, ગોડ તુજે રૂપ;
ઓહી માઝા પ્રમ સરવકાળે હો, રામા રામા રામા રામા.
હરે રામ વીઠુબાચે નામ, સાકરચી પુરી;
પણુ તુકા ભણો મળે, પુરવે પુન્ય હો રામા રામા રામા.

## મંગળાચરણ ૫.

સુંદરતી ધ્યાન ઉભાઇવળી, કેડે કટાવળી ઠેઉ નઇયા હો રામા હરે
ઠેઉ નઇયા હો રામા રામા.

હરે રામા મકર કુંડલ તવપતિ સરવાણી કંઠે કૌસ્તુભમણી.
હીરા ઝળકે હો રામા રામા રામા રામા.

હરે રામા ગળે તુળશી હાર કચ્છે પીતાંબર હવડે નીરંતર,
એવી ધ્યાને હો રામા રામા રામા રામા,

હરે રામા તુકા ભણે માજી, એથી સરવે સુખ પામે નથી,
મુખ આવડીતે હો રામા રામા રામા રામા,

## મંગળાચરણ ૮

રત્ન જડીત્ર સીંગાસન, ત્યાં શોભે નારાયણ શોભે નારાયણ,
હરીએ રામા રામા, રામ રાય રાય રઘુભાઇ રઘુભાઇ
વામ ભાગે સીતા બાઇ જગત જનુની માને આઇ જનનીમાં જે
આઇ હરીએ.

પશ્ચાત ભાગે લક્ષમણ પુઠે અંજની નંદન, અંજની હરીએ ભરત
શતરૂઘન ભાઇ ચમર ઢાળત દોનુ ભાઇ ઢાળત દોનુ ભાઇનલ નીલ
જાંબુવત સુગ્રીવ અંગદ વિભીક્ષણ ભકત અંગદ વિભીક્ષણ ભકત
હરીએ.

તુકા ભણે નેનુકા દાસ, અંકીતર રામા પાઇ અંકીતર રામાઇ,
હરીએ.

## પદ ૮

જાય છે જવાની તારી જાય છે જવાની,
હરીના ભજન વિના જાય છે જવાની. ૧
કાયા તારી કંચન જેશી મોતી જેસા પાની,
મુવા કેડે બાળી મુકશે ઉડી જાશે વાની જવાની. ૨
જાતી રહેશે જવાની ને પછી થાશે હાની
છાના માના જમ આવશે લેઇ જાશે તાણી. જાય છે ૩
માયા તમે મુકી દોને થાઓને જ્ઞાની
નરસઇંયાનો સ્વામી સાચો દુનીઆ દીવાની. જાય છે ૪

## પદ ૯

નારાયણનુ સ્મરણ કરતાં વારે તેને તજીએરે
મનછા વાચા કમણ કરીને રૂડા વક્ષમી વરને ભજીએરે નાં૦ ૧
કુળ તજીને કુળ ધરમને તજીયે તજીયે માતને માતને તાતરે,
ભાત ભગની સરવે તજીયે, જેમ તજે કાંચળી સાપરે નાં૦ ૨
પ્રથમ પીતા પ્રલ્હાદ તજીયા ના તજયું હરીનુ નામરે.
ભરત શતરૂને તજી જનેતા નવ તજીયા શી રામરે. નાં૦ ૩
રૂષી પત્ની રાઘવને કાજે તજેલા ભરથારરે
તે માટે કાંઇ કુડુ ના પડીયું પામ્યા પદારથ ચારરે નાં૦ ૪
વ્રજ વિનતા વિઠલ કાજે સરવ તજીને વન ચાલ્યારે.
ભણે નરસઇયો વંદ્રાવનમાં શી કૃષ્ણ સંગાતે મહાલેરે. નાં૦ ૫

## રામદાસ સ્વામીના બનાવેલાં પદ.

પલ પલ રામ રામ ભજલે. હાંરે સીતારામ રામ ભજલે, ૬૦
પલની પલકમાં અપલ આયુષ્યહે, મનની કલ્પના તજરે. ૫૦
ભજન નીરંતર અંતરથી, એવા મહામંતર તુ સમજલે. ૫૦
વેદ વિચારેને તું શું હારે, મુરખ સણુજ સમજરે. ૫૦
રામદાસનાં સ્વામીને ભજતાં લોક લાજ સબ તજરે, ૫૦

### પદ ૨.

સીતારામ રામ રામાં. હરી હરી રામ રામ રામા, ટેક૦
સીતાપતી રઘુનાથ વિસંભર લક્ષમીવર ધનશામા. હરી હરી૦
કંસ વિદારણ ત્રિભોવન તારણ. રાવણુ રણ સંગ્રામા, હરી૦
કુબજા તારીને અહલ્યા ઓધારી, ગોપીજન વીશેરામા. હરી૦
રામદાસનાં સ્વામીને ભજતાં, પામે વઇકુંઠ ધામા, હરી૦

### રઘુનાથદાસ પદ ૧.

હરી હરી બોલ સુખમાં, હાંરે રામા સુખમાં ટેક૦
હરી હરી બોલ સુખમાં.
હરી નામ તારે કામ આવશે, અંત સમાના દુખમાં. હરી૦
હરી ગુણ ગાઓ કે અન કોઇને આલો, સાંધુસંતના મુખમાં હ૦
હરીના ભજન વીના જે નર જનમ્યા વાડ પડયો તેની કુખમાં
રૂઘનાથ ભગવંત ભજન વીના, ધુળ પડી તેના મુખમાં. હરી૦

### દવારકાંદાસ પદ ૧.

આઠ પહોર દીવસને રૂજની, ગોવિંદ ગોવિંદ ગાઇયે,
છાપાં તીલક તુળશીની માળા, સતગુરૂ સંગે રહીયે. આ૦
જે કોઇ બોલે વેણુજ કડવાં તેતો સઘળા સહીયે,
કઠણ વેળામાં કામ આવશે, જમની ચોટ ન સહીયે. આ૦
કથા ભગવતમ ગીતા સાંભળી, સંત સમાગમ રહીયે,
કહેછે દવારકો માની લેજો, લખીને રાખજો હઇયે. આ૦

### શ્રીભટ પદ ૧.

આપનો જન પ્રલ્હાદ ઉગારયો,
જલ હુંસે રાખ્યો, અગન હું હુંસે રાખ્યો રાખ લીયો ગીરીવરડા
રય. અપનો૦ ૧
સ્થંબ ફોડી પ્રગટે શ્રીઆ નરહરી હિરણાકસકો ઉદર વિદાયો. અ૦
કમળાજાકે નીકટ ન આવે એસો રૂપ હરી કબહુ ન ધારયો. અ૦
અપને મમતકુ રાજતીલક દીયે, હરત કમળ પુસ્તકપર ધારયો.અ૦
શ્રી ભટ કહે દીયોરે અભેપદ, ભક્ત નામ દઇ તન કુળ તારયો.

### રૂષરાજનાંબનાવેલાં પદ.

જીવ પાપીરે જીવ પાપી, કુડી કલ્પના હજુ તેં ન કાપીરે,
જીહાંરે દોષ બુદ્ધીયે દેખે પરાઇ દારી, હાંરે તારી આંખોમાં ધાલને
અંગારારે, જીવ પાપી૦ ૧
હરોં તારા હેણી વાતે કાનછે હઠીલા, હાંરે માગે અણીદાર ખેરના
ખીલારે. જીવ પાપી૦ ૨

હાંરે લુડ લવારી તને ગોળ જેવી લાગે; હાંરે તારી જીભડી જરૂર ડાંમ માગેરે. જીવ પાપી૦ ૨
હાંરે તુતો નાહાલ થયો મેળવીને નાણું, હારે તારૂ ખોળી જેને કે કાણુંરે, જીવ પાપી૦ ૩
હાંરે તારૂ ચિત કરે ભાત ભાત ચાળા, હાંરે કશું નહીસરે કરમના કાળારે. જીવ પાપી૦ ૪
હાંરે હઇએ હુંપદની નીત્ય બળે હોળી, હાંરે બધી ઉમર તે રાખતાં રોળીરે. જીવ પાપી૦ ૬
હાંરે તારૂ મન ભુત એણીપેરે ભટકે, હાંરે રૂષીરાયના સત જોઇ છટકેરે જીવ પાપી૦ ૭

પદ ૨.

પછે નહી મળે આવો જોગરે, અવસર આવ્યો છે.
રૂડે વાંધે છે વાસના રોગરે. અવસર આવ્યો છે,
ભલે પામ્યો તું ભરતખંડરે, અવસર આવ્યો છે.
દુર થઇ જાય દાણાનો દંડરે, અવસર આવ્યો છે.
થાને દીનબંધુ દાસરે. અવસર આવ્યો છે,
વદી લેને તું સંતને વેણુરે, અવસર આવ્યો છે.
સોધીને કાઢને સંતનો સાથરે, અવસર આવ્યો છે.
છતી દેહે થઇ જા સંતર, અવસર આવ્યો છે,
કેડ બાંધીને ભજ ભગવાનને, અવસર આવ્યો છે.
વેદ શાસ્ત્ર પુરે છે શાખરે, અવસર આવ્યો છે.

પદ ૩.

લોભ લાગ્યોરે લોભ લાગ્યો, હાથે કરીને માર માગ્યોરે. લોભ૦
હાંરે દશ મળ્યા તો પચીશ લેવા દોડે,
હાંરે જુલમ કરી કરી દમડા જોડેરે. લોભ૦ ૧
હાંરે પચીશ મળ્યા તો કરે છે આધી વાતો,
હાંરે તારા દીલમાં હજાર કેરી ઘાતોરે. લોભ૦ ૨
હાંરે ભોગજોગે જો હજારને ભાળે,
હાંરે પછી લાખ તણી લાલચો ઉઠાવે. લોભ૦ ૩
હાંરે કરોડપતી થવા ધારે ઉધામા,
હાંરે મોટા શાહુકાર આવે ઉઠી સામારે. લોભ૦ ૪
હાંરે અરવ ખરવ તણી કરે પછી આશા,
હાંરે જ્ઞાન વીના તો જાણજો નીશાશારે. લોભ૦ ૫
હાંરે રૂષીરાજ કહે લોભ મોટારે.
હાંરે ચઉદ લોકનું રાજ તોએ તોટારે, લોભ૦ ૬

પદ ૪.

તારા મનમાં જાણે કે મરવું નથી જો,
જેમ પીપળાના પાનને ખરવું નથી જા, તારા મનમાં૦ ૧
જે ઠેકાણે ઓરડી મંગળ ઘાટડીજો,
તે ઠેકાણે બંધાશે તારી ડાઠડીજો, તારા મનમાં૦ ૨

જે ઠેકાણે વાંજીતર તારાં વાગીયાંજો.
જે ઠેકાણે લેવાશે તારાં છાજીયાંજો. તારા મનમાં૦ ૩
તારે પ્યારી વીના કેમ ચાલશેજો.
ચુડો ભાગીને ખુણે એને ઘાલશેજો. તારા મનમાં૦ ૪
જે ઠેકાણે લખાતી કંકો તરીજો,
તે ઠેકાણે લખાશે કળોતરીજો. તારા મનમાં૦ ૫

## કૃષ્ણ મહારાજની બનાવેલી રામાયણ.

### હવે કરેલી સ્તુતિ.

શ્રી રઘુનાથ તણા જય ગાઇયે, ચીતવન ચરણકમળનું ચાહીયે,
કીરતન કરીને કૃતાર્થ થઇયે, શ્રી રઘુનાથ તણા જશ ગાઇયે,
અશુર ભાર અવનીનો વાધ્યો, બળવંત ધમસનાથને બાંધ્યો,
સંતોનો જ્યારે જોગ નવ સાંધો. શ્રી રઘુનાથ૦ ૨
ભોમીગયાં જ્યારે બ્રહ્મની પાસે, સુરવીરૂપે બરતારે શ્વાશો,
અહી બ્રહ્મા હવે શી ગતી થાશે. શ્રી રઘુનાથ૦ ૩
વંદી વીરંચી વીનતી ધરીયે. ખીર સમુદ્દર અમે સંચરીયે,
કમળા કંથને વીનતી કરીયે. શ્રી રઘુનાથ૦ ૪
એમ કહી સુર સઘળા મળીયા, પયોનીધી તણી તીરે પળીયા,
રામ સ્તુતિએ સેવ્યા સામળીયા, શ્રી રઘુનાથ૦ ૪
ધ્યાન વીરંચી સમજ્યા વાણી, દેવોને જે જાણતી જાણી;
કેશવજી બોલ્યા જે કલ્યાણી. શ્રી રઘુનાથ૦ ૫
પુરવે તમારી હું પીડા જાણું, જુગત અધરમે જે અકળાણું,
તે અસુરોનો હું અંતજ આણું, શ્રી રઘુનાથ૦ ૭
ત્રીપુરારીએ લઇ કષ્ટ તમારૂ, વર આપતી વેવા રાખ્યું બારૂ
માટે માનવ થઇ હું રાવણ મારૂ શ્રી રઘુનાથ૦ ૮
શૂર અવતાર ધરો વાંદરમાં પાસે રહેજો મુત તેં અવસરમાં,
હુ પ્રગટીશ દશરથનાં ઘરમાં. શ્રી રઘુનાથ૦ ૯
વાવા ત્રણ સહીત હું આવીશ, રામચંદ્રનીજ નામ ધરાવીશ,
બળવંત મારૂ બીરદ બતાવીશ. શ્રી રઘુનાથ૦ ૧૦
મહાલક્ષ્મીને જનક ઘેર જોડીશ, તે વરવા ત્રંબક ધનુષ તોડીશ.
મહામમદ ફરામ નું મોરીશ, શ્રી રઘુનાથ૦ ૧૧
યજ્ઞ ઘાતી રાક્ષસને મારીશ, પદરજ પરશે અહલ્યા તારીશ,
તાત તણી આગ્ના શીર ધારીશ, શ્રી રઘુનાથ૦ ૧૨
સીતા લક્ષમણ સાથે વન રહીશું, નાશીકા શૂરખની ગ્રહીશું,
ખળ દુષળ ત્રીશુરારીને લઇશું. શ્રી રઘુનાથ૦ ૧૩
મારીચી માઈક મરઘને મારાશ દરા હરી રાવણને મારીશ,
સીતાની શોધ લેવાને સધાવીસ, શ્રી રઘુનાથ૦ ૧૪
જટાયુ મારો ડરી થાપીશ, કબંધ રાક્ષસના કર કાપીશ.
સવરીના બદરી જગી વર આપીશ. શ્રી રઘુનાથ૦ ૧૫
હરખે અવતરયો હશે જે દીત્રથી સખે કરીશું હું તે સુગ્રીવથી,
વાળી નિતળને હું મારીશ જીવથી, શ્રી રઘુનાથ૦ ૧૬

વાયુપુત્રને મુદ્રીકા આપીશ તે દ્વારા લંકાને બાળીશ,
વાંદરને ઘટ શકતા ઘાલીશ. શ્રી રઘુનાથ० ૧૭
જયાંજ્યાં ધરણીતળે પગ ધાલાશ ત્યાંત્યાં તિરથ કરી જન તારીશ
વિષ્ણુભકિતને મારગ વધારીશ. શ્રી રઘુનાથ० ૧૮
સેન સહિત જાશુ સિંધુ ત્રશ શરણે વિભીષણ લેઇશું તરત,
કપી કર શેતુ સરજાવીશુ ચટપટ. શ્રી રઘુનાથ० ૧૯
ઇંદ્રિજીત સુપીશ લક્ષ્મણને હુ હણીશ ઘટકરણ રાવણને,
લંકાપતા થાપીશ વિભીશણને. શ્રી રઘુનાથ० ૨૧
જાનકી અગનીથી લેઇશું સંગે મધે શ્રી સેતુને કરશું ભગે,
આવી અજોધ્યા વધારીશું રંગે. શ્રી રઘુનાથ० ૨૨
ભરથાદિકના શોક સમાવીશ ગુરૂજન સહુને શીશ નમાવીશ,
રાજ રૂડુ કરી પ્રજા રમાડીશ. શ્રી રઘુનાથ० ૨૩
કરમ ભકિત જ્ઞાનાદિક બતાવીશ અધરમ મારગ કમળનો હઠાવીશ
ત્રહેતામાં કરતા જુગ વરતાવીશ. શ્રી રઘુનાથ० ૨૪
પ્રાણને તારવા કીરતી પ્રકાશીશ અવધપુરી જન સ્વરગે વાશીશ,
સધામ જઈ માર રૂપ વીકાશીશ શ્રી રઘુનાથ० ૨૫
એવા વચન સુણી દેવજ હરખ્યા પુષ્પતણી વરસાવી છે વરશા,
દેવ અવતરયા આગની સરખા. શ્રી રઘુનાથ, ૨૬
ચયત્ર શુકલનવમી મધ્યાને રામચંદ્ર પ્રગટયા નીજ નામે,
ગુણ પ્રગટયા તે ગવાયા ગાને શ્રી રઘુનાથ० ૨૭
કૃશ્નારામ કહે કૃશ્નને ગાતાં ચિંતન વાધે નીત ચડીઆતાં,
મરણાદીક નાશે ભવ માતા, શ્રી રઘુનાથ० ૨૮

### કૃશ્નારામતાં પદ ૧.

ગોવિંદ ગુણ ગાને તેથી મંગળ થાશે
પાપ તાપ સરવે જાશે તેથી મંગળ થાશે, ટેક०
અભાગીઆને તું તજને આશરો,
સંત સંગતનો તું જાને તેથી મંગળ થાશે. ગોવંદ० ૧
દેવાદીક તારે પાએ લાગશે
ગુણ તારા સહુ ગાશે તેથી મંગળ થાશે. ગોવિંદ० ૨
દાસના દળદર દુર કરવાને,
રામ રામને મોકલશે તેથી મંગળ થાશે ગોવિંદ० ૩
સંકટ તારા હરવા શ્રી વાઠલ,
એતો ચક્ર ધરી પ્રભુ ધાશે તેથી મંગળ થાશે. ગોવિંદ० ૪
પુરૂષોત્તમ તુતો કરને તારા પ્રીય,
લેને તે શરણે તું જાને તેથી મંગળ થાશે. ગોવિંદ० ૫
કૃશ્નારામ કહે છે કૃશ્નને ભજતાં,
તારૂ જન્મ મરણ જીતાશે, તેથી મંગળ થાશે. ગોવિંદ० ૬

### ઠાકોરજીને પોઢવાનું પદ ૨.

પોઢો પોઢોરે સારંગમાંપ્રાણી તેરો અખીઆમેં નીંદ્રા ભરાણી,
હાંરે એમ કહે કઉશલ્યા માઇ તુંને નિંદ બગાસા આઇરે. પો० ૧
હાંરે પ્રભુ અંગશે આળસ મોડો, કમરસે પટકા છોડોરે, પો० ૨

હાંરે પ્રભુ ધનુષમાથા તમે મેલો, હાંરે સજ્યાપર સાલ્ર. પો૦ ૩
હાંરે સીતા સતવંતી નારી, હાંરે એને સુંદર સેજ સુધારીરે પો૦ ૪
હાંરે લક્ષમણજીને આજ્ઞા કીજે, હાંરે પીછે પાઉ પરંગપર દીજેરે,
હાંરે કૃષ્નારામ કહે કરજોડી, હાંરે પ્રભુની અખંડ રહીયો જોડીરે. પો૦

પદ ૩.

કરૂણા નિધાન કરૂણા કરો, મન માન્યા માધવ,
હરજી હર ભકતની ઉરે ધરો, મન માન્યા માધવ,
ગોવીંદ વીના કંઇ ગમતુ નથી, મન માન્યા માધવ,
કેશવજી શું કહું કથી મન માન્યા માધવ,
સ્વપ્ન સમાન આ સંસારેરે, મન માન્યા માધવ.
પ્રીછો પણ ના આવે તેનો પારરે, મન માન્યા માધવ,
મત મત બાળુ મન તેનું કારણુરે, મન માન્યા માધવ,
વશ નથી થતુ જેમ વારૂરે, મન માન્યા માધવ,
પીડાના પંથમાં પાછુ પડે, મન માન્યા માધવ,
મીથ્યા મનોરથમાં મળે, મન માન્યા માધવ,
જ્ઞાનના લોભી ના ગમેરે, મન માન્યા માધવ,
દાગા દારા રૂપી દોરરે, મન માન્યા માધવ,
જકડીયું તે શું કરશે જોરરે, મન માન્યા માધવ,
ઉગારવાનો નથી આરોરે, મન માન્યા માધવ,
કૃષ્નજી કૃષ્નારામને ઉગારો, મન માન્યા માધવ,

પદ ૪. રાગ વેરાવળ.

આળસ તજને અભાંગીયા, ગોવીંદ ગુણ ગાતાં.
રામે આપ્યા છે રોટલા રૂડા લાગે છે ખાતાં. આળસ૦ ૧
સારૂ સારૂ કહી શાકના, ભલા સબડકા ભરીયા;
હઠીલા હઈડે દામ દેઊ, તને હરી કેમ વીસારીયા. આળસ૦ ૨
અન્ન વસ્ત્રની આશથી, ધાયો ફરે છે અંત્યા,
લખરે ચોરાશીમાં ભટકવુ, તેની તે કાંઇ ચીંત્યા. આળસ૦ ૩
કૃષ્ન ભજન વીના કુતરા, થઇ લખ લખ ફરશો.
કકડો કોઇ નાંખે નહી, માર ખાઇને મરશો. આળસ૦ ૪
માઠો દેહ મંજારનો, કેઇ પેરેરે ધરશો,
છેડ છેડ કરી સહુ હાંકશે મીયાંઉ કરી મરશો. આળસ૦ ૫
છુટશો ઘેર ગોલા તણે, ગરધવ ગુણ નાંખી,
જે જેમ તે તેમ તાણુશો ધણીના બાંક રાખી. આળસ૦ ૬
આજ સેવા કર સંતની, હરી હઇડામાં આણી,
નહીતો પાડા થઇ પંથમાં, ભરશો કેમ પાણી. આળસ૦ ૭
માટે હરી નાચી રીઝવો, કરમ કુડાંરે છુટો,
ઘોડારે થઇને ઘાસમાં, પગ શાનેરે કુટો આળસ૦ ૮
કીરતન કરો શ્રી કૃષ્નનું મુકી બીજીરે વાણી,
બક બક થઇને બોકડા, ખાશો ખરશાણી, આળસ૦ ૯
ગુરૂજીને ગાઓ ગોવિંદને, ઘણા કાઢીને ધાંટા,
તો ઊંટ નહી અવતરો ખાવાનેરે કાંટા. આળસ૦ ૧૦
માનીતી માનવ દેહ વીશે, હરીના મારગ ચાલો

હસ્તી થઇનેં મસ્તીઓ, માથે નહી ધુળ ધાલો. આળસ૦ ૧૧
કૃશ્ન વિસારયા તે કોડશું, બહુ અવતાર ધરશો,
વાંદર થઇ વરણાગીયા, કાળે મુખરે ફરશો. આળસ૦ ૧૨
હરીગુણ ગાતાં તુજને, ટાઢ વાય શરીરે,
બગલા થઇ કેમ બેસસો, તમે જળની તીરે. આળસ૦ ૧૩
ગુનુલા ગાઓ ગોવીંદના, શું લાગોછો લોભે.
ગુડ થઇને ધુસુસો; તમે ખરને મોભે. આળસ૦ ૧૪
કૃશ્ન કથારસ અનુભવો, કને છો તમે સરવા,
કોળ નોળ વણીયર તણા દેહ છુટાને વરવા આળસ૦ ૧૫
પામી ઉત્તમ દેહને હરી ચીતથી ન મુકો,
નિત્યે ઘર ઘર માગશો, તમે લુખોને સુકો. આળસ૦ ૧૬
રીંછ રોઝને વાઘની છે નરનીરે કાયા,
તે છુટવા છબીલાને ભજો, તમે મુકીને માયા. આળસ૦ ૧૭
ચેતી શકો તો ચેતજો, શું કહીયેરે ઝાઝુ,
હરી વીના જીવવું, દુખડુ કહેતાં હું તો લાજુ આળસ૦ ૧૮
માનવદેહ મોંઘો જડયો, કાંઇ સાથ ન સજીયે,
રામ કૃશ્ન સરવે તજી, ભગવાનને ભજીએ. આળસ૦ ૧૯

## રાગ ૨ રાગ મેવાડો.

દીવેસ તો ખુટયુંરે દુસકા ખાંડતાંરે, પ્રાણીયા કીધું એવુંરે કામ,
આદર કરતાંરે આયુસ વહી ગયુંરે, સુખમાં તો સમરયા નહી.
શ્રી મનુષ જનમરે મહા મણી જડયો, ભજવાને શ્રી સારંગપાણ,
વહોરતને વહોરીરે કાચ કથીરનીરે, કહાવે વળી સહુમાં ચતુરસુજાણ,
જ્યાં લગી વેહેનોરે ગાતર ગાંઠડીરે ત્યાં લગી સઉકો કરતુ હેત,
દોહલી વેળાનોરે સંગી એક રામછેરે, ચિતડામાં ચેતી શકાય તો ચેત
ઊંચાને કોટરે બાથ બાઇ શું દોડતોરે, આમળતો આવેછે મહાઅરણ
રામકૃશ્ન પ્રચેરે સાચા સેવજોરે, તે પ્રભુ રાખશે તુજને શરણ,

## પદ ૩.

સામાન સંભાળરે સંગી તારા ચાલાયારે, જે વળી આવતા તારે હાથ
ઇંડીયો સઘળીરે શીથળ વીથગ થઇરે લાકડીતો ઝાલીછે ઉંદરને કાજેરે
ઘરને આંગણેરે ઉભો વળી સાંજેને પ્રભાત, ધધો કરતાંરે ધોળાં આ
વીયારે બલપણ શું કરયુંરે, ભારે મારે જનેતા નવ માસ, રામનામ
લેતાંરે રસના આદરીરે, કીધી તેં તો વિગયા કેરી આશ, બુધીબળ
સાથેરે બંધનમાં પડયોરે, જછ ભીડી બાવળીયા શું બાથ, રામકૃશ્ન
પ્રભુરે સાચા ચેતજોરે, વાલો મારો નરક નીરવાણ નાથ.

## મુકુંદ.

## રાગ કાફી પદ ૧.

કપોતની કહેછેરે, કંથ મારૂ કહ્યું કરો.
સીચાણાનો ભેરેછે, પારધિયે બાણ ભરયો,
અહીંથા ઉઠી જઇ અળગી હરીયે, આ દેશ તજી પરદેશ,
મરમ વચન પીયુ મારારે માનો, લાજ નહી લવલેશ
પ્રમાદને મેલોરે, રાંક વેણી રૂદે ધરો. કપોતની૦ ૧

કપોત કંથ કહે કાયર કામની હોનાર છે તે હશે;
અતરૂનુ શાલ તે સેજમાં ટળશે કરયુ કરતારનું થશે,
હરદે રાખોરે મુખે કૃસ્ન કૃસ્ન ઉચરો કપોતની૦ ૨
અહી ડસ્યો પોરધીને પાય ડમર્યો બાણુ તે વાર,
સિંચાણાનું છેદાયુ શીર કુષણુ કરતી કીરતાર.
ભાવે ગુણુ ભાખોરે જળજળ તરો તરો, કપોતની૦ ૩
તન તરૂવર પ્રાણુ ભાખંડો પ્રવુતિ નિ વુતિ બે નાર,
અહંકાર અહીને જરા પારધી કરોધ સિચાણો નીરધાર.
મુકુંદ મનમાંથીરે પ્રભુ નવ રાખો પરો. કપોતની૦ ૪

## ભકતમાળા.

ગણુપત ગુરૂને લાગુ પાય, કરો કીરપા સરસ્વાત માય,
જાદવ કુળ પ્રગટયા ભગવાન. દહીત તણા ઉતારયા માન.
જળમાં ગજ મુટાવ્યો જઇ, તેવી કીરપા કીધી નહી,
પાંચ વરસનો ધરૂવજી બાળ, મહા વનમાં લીધી સંભાળ.
પ્રભુએ ઉગારયો પ્રલ્હાદ, હિરણાકસ્યનાં ઉતારયાં ષાન,
વખ ફોડીને વખીયા કરી, ઉતારયા ચંદ્રહાસ હરી,
ધના ભગતનું રાખ્યું હેત, વણુ બીએ નીપજાવ્યું ખેત,
પાંડવ ઉપર કીરપા કરી, લાખા મહથી ઉગારયા હરી,
સતી તણાં માન રાખ્યાં ધીર. ભરી સભામાં પુરયાં ચીર.
કસઇ તણી હની કીકરી તે દાસીને રાણી કરી.
મીરાંબાઇનુ શું મલ્યું મન, એકઠાં બેશી આરોગ્યા અન્ન
રોહીદાસ ઉંપર કીધુ હેત, શ્રીફળ લીધુ કરી વીવેક,
નામદેવ ઉપર દયા કરી, મુઇ ગાય સજીવન કરી,
બોડાણાના પુરયા કોડ, આપ પધારયા શ્રી રણછોડ,
કબીર ઉપર કરૂણા કરી આપ પધારયા શ્રી નરહરી.
નરસિંહ મેહેતાને આપ્યો હાર, એવા છો પ્રભુ વિશ્વાધાર
દુરજોધન દુખ પામ્યો ઘણુ, સત રાખ્યું તમે સેવક તણુ
હરીચંદ્રને સુખ આપ્યુ નાથ વઇકુંઠે તેડળો સાથ.
અજામેળને ગુણકા નાર, તે તમે ઉતારી પાર.
અહલ્યા શલ્યા થઇને તે પડી તમારા ચરણે ઓધરી,
મોરુધ્વજ તમરધ્વજ રાય અરધંગ માગુ નીરધાર,
કરવત મુકુ કાપુ શીશ, માગ માગ કહે જગદીશ.
વિદુરજીનાં રાખ્યાં મન શાખ ફોડીને કીધાં અન
બળરાજાનું કીધુ કાજ પ્રથવી તળેનું આપ્યું રાજ
જાળંધરની જીત્યા નાર કોડ પોહેચાડયા દીન દયાળ,
ભસ્માગદ શંકર શુભ દેવ ઉમીયા સહીત રાખ્યા મહાદેવ,
સુગ્રીવને સુખ આપ્યું વળી પહોચાડયો વઇકુંઠપુરી,
રાવણુ નીરક્ષ રાખી રામ વિભીક્ષણને આપ્યું રાજ.
કાળગ્રહથી મુકાવ્યા માત કંઇ શટ રહે એ કારૂ છોત
માસી પુતનાના સોખ્યા પ્રાણુ ભાણેજ થઇ બેઠયા ભગવાન
દઇત રાક્ષસનો ભય નવ ગણે ત્રણુ વજર ત્રણુમાં હણે,
એટલે જાણી પ્રભુ કીધી દયા મને કર ગ્રહતાં ઘણાં દીન થયાં

કરગરી કહુછુ કરજોડ સરણે રાખો શ્રી રણછોડ
ભાવે કભાવે દયા કરી એકવાર બોલો શ્રી નરહરી

## પ્રીતમદાસનો બનાવેલો કકો.

### રાગ ઘોળ.

કરીએ શીકુરણ ઉપાસના ધરીએ રૂદયામાં ધયાન
ફરીએ નહી ગરભવાસનાં ઠદીએ ઠીક નાદાન કરીએ૦ ૧
ખોટા ખેલ સંસારઠી આતાસબાજીનો રંગ
કરતાં વર વીત્યા ઘણા ક્ષણમાં થાશે તે ભંગ કરીએ૦ ૨
ગુરૂ ગમ ગાએ ગોવિંદને જીવવુ જોખમ જાય
દાન દયા એન દીનતા તે તરવાનો ઉપાય કરીએ૦ ૩
ઘટ ઘટ પ્રત્યે રચના ઘણી ભરીયા રત્ન ભંડાર,
હીરા પાતીની હાટડી સદગુરૂ પાલન હાર કરીએ૦ ૪
નીરમળ નામ નારાયણનુ જુગતે જપસે જે કોય
અવીચળ પદવી તે પામશે આવાગમન ન હોય. કરીએ૦ ૫
ચિતવન કરીયે ચિદરૂનું ઇશ્વ બોલે છે આપ
એને સમરે સુખ ઉપજે ટળે ત્રીવીધીના તાપ. કરીએ૦ ૭
છે છતી વસ્તુ દેખે નહી જીવનું જે અજ્ઞાન,
માયા પડદા મધ્યે પડે ભુલવનીનું ભાન કરીએ૦ ૭
જનમ મરણ તણી આપદા નથી કાંઇ સંકટ મેલ
ધંધો કરતાં ઢળી પડયો જેમ કાંઇ ઘાણીનો બેલ. કરીએ૦ ૮
ઝાઝા લોભે લોભી રહયો ત્યાંના મત્રુ લાળ,
તેમ તેમ તૃષ્ણા વધી ઘણી કુટાયો કઇ કાળ કરીએ૦ ૯
નઉતમ દેહ દુરલભ દેવનો પ્રાણી પામ્યોછુ તેહ,
હીરા નીઝારે નાખીયો તેમાં ન રહયો સંદેહ કરીએ૦ ૧૦
ટેક ધરીએ નીજ નામની સેવા સમરણ ધ્યાન
હેતે હરી રસ પીજીએ મુકી થાન ગુમાન કરીએ૦ ૧૧
ઠીક ઠરીને બેસીએ રાખીનેરે વીશ્વાસ
જઠરામાં જેણે જાળવ્યો પરહર પારકી આશ, કરીએ૦ ૧૨
ડગમગ ડાલી શાને કરે તારૂ ધરાયુ નહી થાય,
ગમતું થાશે ગોવિંદનું કોઇનુ જાણ્યુ નહી જાય. કરીએ૦ ૧૩
ઢાંકયો પાવક ધુમરે ઢાંકયો વાદળ સુર
માયાએ ઢાંકયો આતમા સમજણ રહી ગઇ છે દૂર કરીએ૦ ૧૪
રણ સંબધે આવી મળ્યા, સુતવીત દારાને દેહ;
લેવા દેવા જ્યારે મટે મારગ લાગશે તેહ. કરીએ૦ ૧૫
તોળ્યુ તત્વ ત્રીલોકમાં નહી હરી નામ સમાત,
બીજા સરવે એ બાદલુ અંતે આવે નસી કામ. કરીએ૦ ૧૬
થિરતા કરી તું ન્યાળજે રૂદે કમળમાં રૂપ,
બાહયા ભીતર ભાળજે હરીનુ અકળ સ્વરૂપ. કરીએ૦ ૧૭
દેહ તણુ ફળ એહછે ભાવે ભજીયે ભગવાન
બીજા સાધન સંસારના હરી નામ શમાન. કરીએ૦ ૧૮
વાન ધરજે પરીબ્રહ્મનું જેમ કંઇ લોભીને ધન,
કામીને જેમ કામની એવું કરીએ ચીતવન કરીએ૦ ૧૯

નીસ્ચે જાણો રહેવું નથી જુઠો જગત વિસ્વાસ,
એથી રહેજે તું અળગો, આઠે પહોર ઉદાસ. કરીએ૦ ૨૦
પ્રીત નિરંતર કીજીયે સદગુરૂ સંતની સાથ,
રખે ઢોલી તું નાંખતો, અમૃત આવ્યુંછે હાથ. કરીએ૦ ૨૧
ફોગટ ફંદ સંસારનો સ્વારથનો છે સ્નેહ,
અંતે કોઇ કોઇનું નથી તું તો તેનોરે તેહ. કરીએ૦ ૨૨
બાવન ઉપનીશદ વેદના તેનુ તત્વ વિચાર,
બારે ભેદ ગુરૂદેવનો, કોઇ નવ પામેરે પાર. કરીએ૦ ૨૩
શીત્ર વીરચીતે સારદા, સેવે પદરજ સાર,
માથા મુરવની વરખડી મોરી ત્રીભુવન માય;
નિત્ય નઉતમ ફુલે ફરે, તાતી શીતળ છાંય. કરીએ૦ ૨૪
જીવ અનેક ઉપજાવતી, સેવે શુરનર વૃંદ,
અણુંની આવે અજાઇશ સઉને સરખો આનંદ. કરીએ૦ ૨૫
રહીએ ઇશ્વરને આશરે, ધારણુ ધારીને ધીર,
સુખદુખ એણીપેરે આવશે જેમ કાંઇ નાળીયેરમાં નીર. કરી૦ ૨૬
લીલા કોઇએ લેતું નથી, એણી ભુલવણી સોય,
નટ જેમ નજરબંધી કરે કરી શકે નહી કોય. કરીએ૦ ૨૭
વિશ્વ રહયું સહુ મોહીને જુઠી બાંજીને જોય,
તેતો કરતા કોરે રહયો જાણે જે જન કોય. કરીએ૦ ૨૮
શશા શોધ સ્વરૂપને તેને સમજે સુખ થાય,
બાંધી રૂંથી ઉભુ કરયું જેવું કાસ્ટ સ્વરૂપ, કરીએ૦ ૩૦
ખોજે ખોટુ સરવે પડે ન જડે નામને રૂપ,
નિદરા માંહી દુખ ભોગવે તેતો જાગેથી જોય. કરીએ૦ ૩૧
સંસય તેનો શાનો રહયો, જેને બ્રહ્મવીચાર,
અગનીને ઉધઇ અડે નહિ, રવીને નહી અંધકાર. કરીએ૦ ૩૨
હરીનો મહીમા અપાર છે નીગમ નીરંતર ગાય,
અજ ઉમીયાપતી અહીપતી, નીશદીન ધ્યાન મોંધા. કરીએ૦ ૩૩
પ્રેમ પયોધરે ઝીલીયે સતગુરૂ સંતોને સંગ,
પ્રીતમં તન મને તે થકી પ્રગટે પુરણુ રંભ. કરીએ૦ ૩૪

## દેવાનંદ.

## ગરબી ૧.

તારા મનમાં જાણેછે મરવું નથીરે, એમ નીસ્ચે કરયો નીરધાર;
તેમાં ભુલી ગયો ભગવાનનેરે. ટેક૦
ધન દોલત નારીને ધણા દીકરારે, ખેતીવાડી ઘોડીને ઘરબાર. તેમાં૦
મેડી મંદીર ઝરૂખાંને માલીયારે, સુખદાયક સોનેરી સેજ. તેમાં૦
ગાદી તકીયાને ગાલ મશુરીયારે, અતીઆડ કરે છે એજ. તેમાં૦
નીચું કાંધ કરીને નમતો નથીરે, એવુ સાધુ સંધાતે અભીમાન. તે૦
ઘરમાળી મોહનની મુરતીરે, તેની સાથે ન લાગેલ તાન. તેમાં૦
પાપ અનેક જનમનાં આવી મળીયારે તારી મતી મલીન થઇ મંદ
દેવાનંદના વાલાને વીસરી ગયોરે, તારે મળે પડ્યો જમદંડ. તેમાં૦

## ગરબી ૨.

તારે માથે નગારા વાગે મોતનારે, નથી એક ઘડીનો નીરધાર,
તોય જાણ્યા નહી જગદીશનેરે. ટેક૦
મોટા મેલીને રાજ મરી ગયારે, જોને જાતા ન લાગી વાર. તોય.
તારૂ જોબન ગયુ જખ મારતુરે, માથે કાળા મટી ગયા કેશ. તો.
અંતકાળે લેવાને જમ આવીયારે, તેનો ભારી ભયંકર વેશ. તોય.
રોમ કોટી વીંછી તણી વેદનારે, દુખ પામ્યો તુ દઇવના ચોર, તો.
સગા સવારથી મળ્યા સરવે લુટવારે, તેનુ જરી ન ચાલે જોર. તો.
જીભ ટુકી પડીને તુટી નાડીઓરે, થયુ દેહ તજ્યાનુ તત્કાળ. તોય.
દેવાનંદ કહે ન જાણ્યા મારા નાથનેરે, મલ્યો માણસનો દેહ વિ;
શાળ તોય જાણ્યા૦

## આશારામ પદ ૧.

તારી ભકિત બોડાણાને ભાવિરે, રણછોડ રંગીલા,
જમણા હાથમાં તુળશી વાવીરે, રણછોડ રંગીલા,
છઠે માસે તે ઠેઠ ચડાવીરે, રણછોડ રંગીલા.
માહા મજલો કીધો મધરાતે, રણછોડ રંગીલા,
આવ્યા બોડાણાની સાથે, રણછોડ રંગીલા,
દેશ ગુજરાતમાં કરી દયારે રણછોડ રંગીલા,
વાશો ઉમરેઠ આવીને રહયારે, રણછોડ રંગીલા,
ત્યાંતો પગલાં પુજાય છે તારારે, રણછોડ રંગીલા,
તમ વીના તે લાગે સહુ ખારાંરે, રણછોડ રંગીલા,
તાંતો પ્રગટ પારખું કીધુરે, રણછોડ રંગીલા,
આખા લીંમડામાં એક ડાળ મીઠુરે, રણછોડ રંગીલા,
સઉને દરશન થાય છે સારાંરે, રણછોડ રંગીલા,
જાણ્યુ કાબાને લાગે ખારાંરે, રણછોડ રંગીલા,
લાભ લેવાને આવ્યા કાબારે, રણછોડ રંગીલા,
કાબા દોડેને ભગત થાય આભારે, રણછોડ રંગીલા,
આશારામને આશરે, તારોરે. રણછોડ રંગીલા,
વાલા તારીને પાર ઉતારોરે, રણછોડ રંગીલા,

## કલ્યાણદાસ પદ ૧.

કાંઇક કરમનો કરનારો તે, શરણ તમારે આયોરે,
મહાજાળમાં બાંધી નાંખ્યો, હવે હરી છોડાવોરે. કાંઇક૦ ૧
પાપ કરતાં પાછું ન જોયું. હરીનું નામ હું ભુલ્યોરે,
દુરજનની સંગત મે કીધી. દેવાળામાં ડુલ્યોરે. કાંઇક૦ ૨
અનાથ જંતુ રાંક બાપડા, તેમાં મેં કીધા વાસારે;
લખચોરાશી ફેરા ફરતા, કરી મુકતીની આશારે. કાંઇક૦ ૩
સોનુ રૂપુ જંતર મંતર, તંતર મારે તુછુરે,
આ દુનીયામાં નથી ગમતું, મળવા આતુર હુછુંરે. કાંઇક૦ ૪
નામ તમારો મહીમા મોટો છે, કાંઇ પાપી નર તારયારે,
એવું જાણી દાસ કલ્યાણે, પ્રભુ પ્રેમે પોકારયારે. કાંઇક૦ ૫

## પદ ૧.

દુરમતીયાં ડાહયાં થઇ આવે શાણા થઇ સમજાવેરે;
પ્રેમ ભકિતમાં ભાગ પડાવે, અજ્ઞાન આગળ લાવેરે. દુર૦ ૧
આપણા કુળમાં કેણે ન કીધું, તે આપણુ કેમ કરીએરે;
વઇરાગી થઇ નાટક નરાએ, તુળશી તીલક કેમ ધરીએરે. દુર૦ ૨
જેવા તેવા હોય તે હરીના ગુણ ગાયે, તે કેમ ગાઇએરે,
કૃશ્ન નામની કથા થાય જયાં: આપણ કેમ ત્યાં જઇએરે, દુર૦ ૩
આપે કલેશ તે કરોધના ભરીયા, સઘળાને સમજાવેરે;
જમ કીકરનો માંરજ પડશે, ત્યારે આડે કોઇ નહી આવેરે,
કુળને તજસે ને હરીને ભજશે, સહસે સંસારનું મેણુરે,
ભણે નરસઇયો હરી તેને મળશે બીજી વાતે વહાશે વાણુરે. દુર

## પદ ૨.

વાસ નહી જયાં વઇષ્ણવ કેરો, ત્યાં નવ વસીયે વાસડીયાં,
શ્વાસોસ્વાસ હરી સ્મરણ ના કરે, તે સ્વાસ ધમણ કેરાં સ્વાસ,
જીભલડી જપમાળા ના જપેતો, તે જીભલડી ખાસડીયાં,
જીવત જનમ તેનો નહિ લેખામાં, જેના કહેવાયાં હરી દાસડીયા,
મોહનજીની માયાતજીને અવર માયા જેમ ફાંસડીયાં,
ભણે નરસઇયો ભારે મારી, તેણે માવલડી દસ માસડ ડીયા

## પદ ૧. રાગ કાફી.

અતી છબી સારી શ્રી રણછોડ છોગાળા
મુખપર વારીરે, જાઉ કોનડ કાળા. ટેક.

પીળાં પીતાંબર ને જરકસી જામા, ઓઢી ઉપરની અમુલ્ય,
લટકે ને પટકે મન મારૂં અટકે, નહિ નાથ સમતુલ્ય,
ભવ દુખ ભંજન ભકતના પ્રતીપાળા. અતી૦ ૧
કેડે કંદોરો કર કડાં સાંકળાં, પોંચીને બાજુબંધ,
હઇએ તે હાર હીરાના સોહીએ, મણી સાંકળી ગળુબંધ,
તે પર આપેરે, મુગતાફળ માળા, અતી૦ ૨
મુસ્તક પાઘ અલંકી તોરો, કુંડળ ઝળકે કાન,
ભાલ તીલક હરીને કેસર કેરાં, શોભે છો ભીનેવાન.
આહે અનાદરે રાજ ઘણા રૂપાળા. અતી૦ ૩
નખ શીખ શુધી નંગ જડીત શોભીતા શણગાર;
એવા પ્રભુજી મારી રૂદીયામાં રહેજો દયા કરી આવાર,
દેવતાને દુરલભરે નયણા ભરી ભરી ન્યાળી. અતી૦ ૪
એવા પ્રભુજી તમને અરજ કરૂછુ વળી પધારજો પ્રીતે,
પ્રીતમના સ્વામી દરશન દેજો દરશન નીતે નીતે
પરશન થઇનેરે ડાકોર ડાકોરવાળા અતી૦ ૫

## પદ ૨.

જાઘર હરી કથા નહિ કીરતન સંત નહી મીજબાના
તાં ઘર જમડે દેરા દીના સાંજ પડે શમસાના. જાઘર૦
મેરી મેરી કરતો મરગયો મુરખો, મીટયો નહી ગુમાન,
સંત પુરાની સેવા ન કીધી, કાસબીઘ હોય કલ્યાણ. જાઘર૦

ફાલ્યા ફુલ્યા કયા ફીરતહે કયા દેખલાવત અંગા,
પલક એકમાં ફીર હો જાયગા, જેસા રંગ પતંગા. જાપર૦
જ્ઞાન ગરીબને પ્રેમે ભકતી જ્યાં સત્ય નામ ગુલતાના,
વરેહ વઇરાગે ગુરૂ ગમ જાતે ત્યારે ઘર કોટી કલ્યાણા. જાપર૦
દર દુગ્ધામાં દઈ રહયા ભાઈ કમાં ખુદા કયાં જુવાના,
કહેત કબીરા સુણો ભાઇ સાધું છોડ દીયો અભીમાના. જાપર૦

કૃષ્ણારામ.

તમે ગોવીંદ ગરીબની વારેરે. મારી કરણી ના જોશો. ટેક૦
લક્ષમીવર રાખજો લાજરે, મારી કરણી ના જોશો.
ભ્રખરે ચોરાશીના ફેરામાંરે, હુ ભટકયો વારંવાર,
અતી ઘણી ભોગવી આપદારે, હવે હરજીકું પામ્યો છું. મા૦
ઘણુ દારાના દોરથી, કાંઝ વીવ બંધાણા બંધ,
છબીલાજી હવે છોડીએરે, તમ સાથે સંધાવી સંબંધરે. મા૦
સવમનીર સ્વામીએ, મુને કાંઈ વીધ વીધ દીધા દંડ,
જો તે દીન પાછા આછા આવશેરે, તોતો થાશે બીરૂદ ખંડરે.
અશરણ શરણ જે કાવીયા, તે ગાંજ્યા કોઇના ના જાય,
વદે વદે એમ નીમદારે, તેતો નીસ્ચે નીરભય થાયરે.

વ્યાસ વચનથી સાંભળ્યા તમે. આદી નાથના નાથ.
ચરણ શરણ હું આવીયોરે. હવે હરજી હેત ઝાલો હાથરે,
દોષ દહન કરો નાથનારે, કરમ કરોરે બક્ષીશ.
કરૂણા કરી મુને કહાડીરે, મોહ જાળ થકી જગદીશરે,
વીમળ કરો મારી વાસનારે, જ્યમ વિષ્ણુ વદે વીશ્વાસ.
આશ્રીત રહીતે ઉગારીયેરે, દીનમની દાસને દાસરે,
અન્ય ઉપાધી ઉઠે રખેરે, એમ સાચવજો શ્રીરામ,
એક છે આપણો આશરોરે, કરજોડી કહે કૃશરામરે.

રૂઘનાથદાસ પદ ૧.

રંગીલો રંગીલો રણછોડરાય રંગીલોરે,
મોર મુગટ પીતાંબર સોહીએ, સુંદર છેલ છબીલો,
દવારકાથી ડાકોર આવ્યા ચલાવવાને ચીલો. રણ૦ ૧
મોટા મોટા મુનીજનને, વનમાં વસ્યો રંગીલો. રણ૦ ૨
કોઇ કરનનો પાર ન પામે, મુરીવર ભીનો. રણ૦ ૩
રૂઘનાથ સ્વામી શામળીઆ, કદી ન મેલુ વીલા. રણ૦ ૪

પદ ૨.

હું વારી હું વારી મુગટપર હું વારીરે;
મોર મુગટ પીતાંબર સોહીએ, કુંડળકી છબી ન્યારીરે. ટેક.
હઇયે તે હાર બાજુબંધ લટકે, જરકસી જામો સારીરે. મુ૦ ૧
કટી મેખલા કાંકણ માળા, મુગટ મંગળકારી. મુ૦ ૨
રૂઘનાથના સ્વામીને ચરણે, જે આવે તેને દે તારી, મુ૦ ૩

પદ ૩.

એ આપો એ આપો, પ્રભુજી મને એ આપોરે;
રૂગનાથના સ્વામી સામળીયા, તમ સાથે છે દાવોરે. પ્ર૦ ૧

સદાય વલ્લભવરતની સેવા, દાસતો દાસ કરિ થાપોરે, પ્ર૦ ૧
સંસાર માયા જાળ છે જુઠી કૃપા કરોને કાપે. પ્ર૦ ૨
વાસ વૃંદાવન ઠાકોર માંહિ, દ્વારકાંની છાપો,

પદ ૪.

વરઘોડો વરઘોડો વાલમનો વરઘોડોરે,
ચાલોને જોવા જઇયે, વાલમનો વરઘોડોરે;

હાથીને સાથી સઉ શ્રણુગારયા વચ્ચે કલંકી ઘોડો. વાલમ૦ ૧
મોટા મોટા સંઘવી થઇને દરશન કરવા દોડો. વાલમ૦ ૨
લક્ષ્મીજીને મંદીર પધારવા, સુખ સજ્યામાં પોઢે. વાલમ૦ ૩
આઠે દહાડે શુકરવાર દાસ રૂધનાથે જોડયો. વાલમ૦ ૪

દયારામ પદ ૧.

નંદનો છબીલો છોગાળોરે;
સખી એની અણીયાળી આંખ કાળજુંજ કોરેરે;

મારૂ મન મોહયું છે અલબેલેરે,
બલીહારી બલીહારી ખમાજી ખમાજી, ચીત મારૂ ચોરયું છેએ.સા૦ ૧
નટવર નગર સલુણો સામળીયોરે,
સખી એનું હસવું છે મંદ જુલમી જોરરે,

મારૂ મન મોહયું છે એ અલબેરે. બલીહારી૦ ૨
વ્રજપતી વહાલા નથી આજે જનનેરે,

સખી એનું વજર થકી કાળજુ કઠોરરે,
મારૂ મન મોહયું છે એ અલબેરે. બલીહારી૦ ૩

સખી મને વ્યાકુળ કરી છે એની વાંસળીરે,
ખુંમી જેની ખસતી નથી નીશભેરરે,

મારૂ મન મોહયું છે એ અલબેરે, બલીહારી૦ ૪
સખી એમને આવડાં રૂપાળાં કોને કીધા હશેરે,
નેણુ મારાં એમનાં મુખ ચંદ્ર ચકોરરે,

મારૂ મન મોહયું છે એ એ અલબેલેરે. બલીહારી૦ ૫
દેહનો નિભાવન પ્રિતમ પાતળીઓરે,

સખી હું તો જાણું એને જીવવાની દોડરે,
મન મારૂ મોહયું છે એ અલબેલેરે. બલીહારી૦ ૬

દયાનો પ્રીતમ અખંડ આવે છે મારે કાળજે ચડયો,
સંભી એનો ચતુરના ચિતડાનો ચોરરે,
મન મારૂ મોહયું છે અલબેલેરે. બલીહારી૦ ૭

ભોજા ભગતના ચાબકા.

પ્રાણીયાં ભજીલેને કીરતાર આતો સ્વપનું છે સંસાર. ટે૦
ધન દોલતને મલ ખજાનો પુત્ર અને પરીવાર
તેતો તજી તમે જાશો એકલા ખાશો જમનામારરે. પ્રા૦ ૧
ઉંચી મેડીને અજબ જરૂખા ગોખ તણો નહી પાર;

છત્રપતી તો ચાલ્યા ગયા તેના બાંધ્યાં રહ્યાં છે બારરે,
ઉપર ફુલડાં ફરફરેને હેઠળ શ્રીફળ ચાર;
ઠીક કરી એને ઠાઠડીમાં ઘાલ્યો પછે પુઠે પડે પોકારરે. પ્રા૦ ૩
સેજ તળાઇ વીના સુતો નહીને કરતો હુનરે હજાર;
બેળી બોળીને બાળશે જેમ લોઢુ ગાળે લુહારરે. પ્રા૦ ૪
શમશાન જઇને ચેહ ખડકી, તે ઉપર કાષ્ટનો ભાર;
અગની મુકીને અગળા રહે, પછી અંગે ઝરે અંગારરે. પ્રા૦ ૫
સ્નાન કરવા સઉ ચાલીયા મળી નર સઘળાને નાર,
ભોજોભગત કહે દશ દહાડા રોઇને વળતી મુકયા વીસારરે, પ્રા૦ ૬

## ચાબખો ૨.

જીવને સ્વાસ તણી સગાઇ ઘરમાં ઘડીન રહે ભાઇ;
બાપ કહે છે બેટો અમારો માતામંગળ ગાઇ;
ભેની કહેછે બંધવ અમારો ભીડ પડે ત્યારે ભાઇરે. જી૦ ૧
લીપ્યુંને ધુપ્યુ આંગણુંરે કાઢયારે વેળા થઇ;
અડશોમાં તમે અભડાશો, એમ લોક કરે ચતુરાઇરે જી૦ ૨
ઘરની નારી ઘડી ન મુકે અંતે અળગી રહી;
ભોજો ભગત કહે કંથ વળાવી તરત બીજાને ગઇરે જી૦ ૩

## ચાબખો ૩.

હેશી સંત તણી લાવીરે, ભેળાં ફરે બાવો ને બાવી. ટેક૦
મોટા કપાળે તીલાં કરેને વળી ટોપી પટકાવો;
કંઠોને ખલતો માળા ગળામાં કાન મુદ્રા લટકાવીરે. હે૦ ૧
સંત સેવામાં સુખ ઘણુંરે કરે સેવા મન ભાવી;
તન મન ધન સોંપે એ સંતને પ્રીતિઓ લગાવીરે. હે૦ ૨
એવું એવું જ્ઞાન દીએ બહુ હેતે બોલાવી;
ભોજો ભગત કહે રાખ્યા ચાહુમાં ભેખે ભરમાવીરે. હે૦ ૩

## ચાબખો ૪.

ભેખતો ભાવર થકી ભુંડારે, મેલાં અંતરમાં ઉંડા. ટેક૦
ટકો પઇસો ટેલ ગામ ગામ માવે નળી ખેતર ખેતર હુંડાં;
જેની વાસે ધાય તેનો કેડો ન મેલે, જેમ કટકના લુડારે, ભે૦
તાંબીયા સારૂ ત્રાગુ કરેને વળી કામ કરે તે ઉઠાં;
ધન ધુતવા દેશ દેશમાં ફરે, જેમ મુલકમાં મુંડારે, ભે૦ ૨
ગામ બંધાવી ચાકરી કરેને, ઘેર રાખે અગન કુડા;
ભોજો ભગત કહે કરમની કોઠી પાપતણાં ઝુડરે. ભે૦ ૩

## ચાબખો ૫.

જોઇલો જગતના બાવારે, ધરયો ભેખ ધુતીને ખાવા. ટેક૦
જયાં પ્રેમદા ઘણી પાણી ભરે, ત્યાં જાય નીત નીત નાવા;
રાંડી છાંડી નારનો નર ઘર ન હોય; ત્યારે બાવોજી બેસેગીતાગાવા
લોકનાં છોકરાને તેડી રમાડે વળી પરાણે પ્રીત થાવારે;

ગ્રહસ્થની સ્ત્રી રીસાઇ જાય ત્યારે બાવોજી જાય મનાવારે. ભ૦
ધુપ કરેને બાવો ધ્યાન ધરે, ભોળા લોકને ભરમાવા;
ભોજોભગત કહે ભાવે શું સેવે એને જમપુરીએ જાવારે. ભ૦

## ચાબખો ૬.

ભરમાવી દુનીયાં ભોળીરે બાવો ચાહ્યો ભભુતી ચોળી. ટેક.
દોરી ધાગાને વળી ચીઠી કરીને આપે ગુણકારી ગોળી,
જીવને હણતાં દયા ન આણે, જેમ ભીલ કાફર કોળી. ભ૦
નીત નીત દરશન નિમ ધરાવે, ઘેર આવે ત્રીયા ટોળી;
માઇ માઇ કરીને બાવો બોલાવે, હઇય કામનાની હોળી ૦ ૦
સઘળા શીસ્યને ભેળા કરી ખાઇ ખીર ખાંડને પોળી.
ભોજો ભગત કહે ભવસાગરમાં બાવે બોરયા બોળીરે. ભ મ

## ચાબખો ૭.

મુરખો રળી રળી કમાણોરે, માથે મેલશે મોટા પાણો;
ધાઈ ધુતીને ધન ભેગું કીધું એતો કોટી ધ્વજ કહેવાણો;
પુન્યને નામે પાઇ ન વાપરયો અધવચથી લુટાણોરે. મુ૦ ૧
ભરયા કોઠાર તારા રહેશે, નહી આવે સાથે દાણો;
મશાણની રાખમાં રોળાઇ ગયા કંઇક કોણ રંકને રાણોરે મુ૦ ૨
મંદીર માળીયા મેલી કરીને નીચે જઇ ઠેરાણો;
ભોજો ભગત કહે મુવા પુઠે, જીવ ઘણો પસ્તાણોરે. મુ૦ ૨

## ચાબખો ૮.

મુરખો મોહી રહયો મારૂંરે, તેમાં કાંઇએ નથી તારૂ. ટેક૦
સાત સાયર જેની ચોકી કરતાં ફરતું નીર ખારૂ;
ચઉદ ચોકડીનું રાજ ચાલ્યું ગયું રાવણાદિક વાળુરે. મુ૦ ૧
દુખને તો કોઇ દેખે નહી, ને સુખ લાગે સારૂ,
વળા વેળાની છાયડી તારી, વળી જાશે વારૂરે. મુ૦ ૨
હરી ભજનમાં હેતજ રાખો. શમરણ કરો સારૂ;
ભોજોભગત કહે રાખો રૂદેમાં, પ્રભુનું ભજન પ્યારૂ. મુ૦ ૩

## ચાબખો ૯.

ભગતી શીશ તણું સાટુરે, આગળ વસમી છે વાટુ, ટેક૦
એક દીવસ તો આવી બની રાજા મોરૂધ્વજને માથે;
કાશીએ જઇને કરવત મુકાવ્યુ હરીજનને હાથે. ભ૦ ૧
સત્યને કાજે ત્રણે વેચાયા રોહીદાસને રાણી;
રૂષીને વાસ્તે રાજા વેચાયા ભરવાને પાણીરે. ભ૦ ૨
પહેરો પટોપાં પ્રેમનાંરે, તમે શુરવીર થઇ ચાલો;
ભોજોભગત કહે ગુરૂ પ્રતાપે, અમારાપર મહાલોરે. ભ૦ ૩

## ચાબખો ૧૦

દુનીયા દીવાની કહેવાશેરે, ભુંડી ભીંતોમાં ભટકાશે. ટેક૦
પાપ એનું જ્યારે પ્રગટ થાસે ત્યારે ભુવાજતી ઘેર જાસે;
ધુણી ધુણી એની ડોકજ દુખસે ને લેનારો ખાઇ ખાસેરે. દુ૦ ૧
સ્વરગમાં નથી શુપડુને, નથી ખાંડણીઓને ધંટી;

દુધ ચોખાના જમનારા તમે કેમ કરી જમસો બંટીરે, દુ૦ ૨
ઢોંગ કરીને ધુતવા આવે ત્યારે હાથ બતાવા સઉ જાશે;
ત્યારે આના કમરતું પાનુરે ફરસે એને કયારે પુત્રજ થાસે. દુ૦ ૩
ફીમીઆગર કોઇ આવી મળે ત્યારે ધનને વાસ્તે ધાસે.
બોજો ભગત કહે ભ્રમણામાં ભમતાં, ગાંઠની મુડી ગમાસેરે. દુ૦ ૪

## ચાબખો ૧૧

મન ચડયું ચોપટને માળેરે, પ્રભુ એવુ એની વેળા કેમ વાળે;
મહાજન કહે અમે ધરમી કહેવાઇએ દુધ પાઇ મીંદડાને પાળે;
મોકુ થાય ત્યારે મોકળુરે મુકે, પછી ઉદરનો દાટ વાળેરે. મ૦ ૧
ચાર પાંચ ભેંસો આગણે દુઝે, છોકરાંનાં પેટડાં બાળે;
આડોશી પાડોશી છાશ લેવા આવે ત્યારે, વાલા સગાનો સોકપાળે
ખોટી દાનતથી ખાંવા મળે નહી, દીકરીનું ઘરેણુ ગાળે;
સાસરે જાય સાસુ પુછે ત્યારે. એના માવતરનું મોવાળેરે. મ૦ ૨
સોનુ સોધેને રૂપુ રે સોધે, કથીરને શુ ગાળે;
બોજોભગત કહે કાંવાકુડને, પીતળને શું ઉજાળેરે, મ૦ ૩

## ચાબખો ૧૨.

મુરખે નાર કુભારજા આણી, એનું ઘર કરયું ધુળધાણી. ટેક૦
ખાંચ માણાની લાપસી ભરડી, માણાની પુજી ધાણી;
ઘીના ગાડવા ઢોળી નાખ્યાં, દુધમાંરેડયું પાણીરે. મુ૦ ૧
વાર પરવે વઢવાડ કરેને, કલેહ કરે જાણી જાણી
છોકરાને માથે છણુકા કરેને, ચુટીયો લે તાણી તાણીરે. મુ૦ ૨
ખરે બપોરે રસોઇ નીપજાવેને, રાતે જાતી પાણી,
છોકરાંને મારી મારી સુવાડે પછી ઓલાવા રાત જાણીરે. મુ૦ ૩
ટાઢુ સીળું કંથ આગળ ઝાંસે, મારે જયારે ભુત તાણી;
સાંજ પડે ઘેર પાટકીને આવે, ઉપર જાતાં રીસાણી. મુ૦ ૪
પટીયાં પાડી આંખ આજીને આથડે, સાસર પીયર ન સમાણી;
બોજો ભગત કહે ગુરૂ પ્રતાપે, ઉતરેલ નાર સીદ આણીરે. મુ૦ ૫

## ચાબખો ૧૩.

એવુ દુખ જગતમાં ભાળીરે, પરણી નાર પીયરમાં વાળી.
કડલાં કરાવું ત્યાં સાડલો માગે કાપડુ લેવરાવે મોં વાળી;
ચણીઓ શીવડાવું ત્યાં સાડલો માગે કાપડુ કરાવે કજીઆળીરે. એ૦
ધારયું ન થાય તો કરે ધીંગણા, છાજીયા લેતી ચાલી;
તપ કરયા વીના તરીયા નરનું તનડુ નાંખે પ્રજાળીરે. એનુ ૨
બે ચાર બાળકોને બે ચાર બાળકી, પેટડાં નાંખે બાળી;
ખાવું ખાવું કરતાં ખસવા દે નહી, જાતાં રાખે ઝાલીરે; એ૦ ૩
એક કહે મને ગરીઓ અપાવો એક કહે મને ઝારી;
જુતડાની પેઠે વળગે ભેગાં થઇને ખરચ કરાવે ખાલીરે. એ૦ ૪
ચેતે નહી તો સુખ ન પામે, પડે પેટમાં નાંખવી પાલી;
બોજો ભગત કહે હરી ભજવા ન દે તેને, ધરમાં રાખે કોણુ ઘાલીરે.

આળખો ૧૪.

આ સંસાર છે ખારોરે, પ્રભુ તમે પાર ઊતારો.
ભ્રમણા માંહી ભુલો ભમેછે, દ્રુપદ કરીને હારયો;
મથુરા નગર મહાવજીએ જઇ, મામાને મારયા. આ સં૦ ૧
અમરીખ કારણ અવતરીને ત્રીલોચન તારયો;
અહલ્યા સલ્યા થઇ, તેને શાપ નીવારયોરે. આ સં૦ ૨
ભવસાગર ભરપુર ભરયો છે, તેનીસ્યે ખાગે,
ભોજો ભગત કહે ગુરૂ પ્રતાપે ઉતરસો આરોરે. આ સં૦૩

નરસિંહ મેહેતાની હુંડી.

લાવણી.

નરસી મેહેતા ભગત હરીના, જુનાગઢના રહેવાશી;
હુંડી કરાવવા આવ્યા ગામમાં, ચાર જણા તીરથ વાસી એ.
આવી ગામમાં પુછવા લાગ્યા, મોટા મોટા શેઠ સાહુકારને,
સાતસેં એક રૂપીઆની હુંડી દ્વારકાંમાં આપો અમને
સરવ મળી મનસુબો કીધો, મોકલ્યા મેહેતા નરસી કને
તે તમારી હુંડી સ્વીકારે, લાગ્યા મશ્કરી કરવાને. ૧

ઝુલ ૧.

નરસી મેહેતાને ઘેર આવ્યા ચાલી, બેસારયા છે આસન આપી,
મેહેતા વાત પુછેછે પહેલી, ક્યાંથી આવ્યા ક્યાંજાવછો ચાલી,
અમે નીકલ્યા તીરથ કરવા દ્વારકાંથી જાશું કાશી.
હુંડી કરાવવા૦ ૨

લાવણી.

હાથ જોડીને કહે પરદેશી, મેહેતા વાત મારી સાંભળો;
ઘેર તમારે રૂપીઆ ભરીયે તેની હુંડી કરી આલો;
સાતસેં એક સુરતી સક્કાના, થેલી લઇ ઘરમાં મુકો,
કાગળ કટકો લખી આલો તે પર હુંડી કરી આપો. ૩

ઝુલ ૨.

મેહેતા થઇને પત્ર લખેછે સુરજની માંહી શાખ કરેછે;
શામળસાનું નામ ધરે છે આપશો તો મારી લજ્યા રહેશે,
કાગળ કટકો લખી આલો ત્યાંથી ચાલ્યા પરદેશી;
હુંડી કરાવવા૦ ૪

લાવણી.

પરદેશીને પંથ વળાવી મેહેતા વાતપુછે સઉને;
આધનને આપણે શું કરીએ ખવરાવી દો સંત સાધુને,
ઘી ખાંડને લોટ મંગાવ્યો લાગ્યા રશોઇ કરવાને
ભાવતાં ભોજન આપે બનાવ્યાં થાળ ધરાવ્યો ભગવાનને.

ઝુલ ૩.

સો એક સાધુ થયા એકઠા ફેંકી દીધાં છે સઉનાં એંઠાં.

મેહેતા હતા તેવા થઇ બેઠા નાહી ધોઈ મંદીરમાં પેઠા,
હાથ જોડીને અરજ કરૂં મારી લજ્યાં રાખસો અવીનાશી,
હુંડી કરાવવા૦ ૬

## લાવણી.

હવે વાત કહું પરદેશીની થઇ નીકલ્યા દ્વારકાંની માંહી,
મોટા મોટા સાહુકારોને પુછે શામળશાની પેઢી કયાંહી,
આતો નગરમાં નથી શામળશા ઘેલા થયાકે અકલ ગઇ
તેમ તેમફાળ પડે પેટમાં રૂપઇયા મળસે કે નહી. ૭

## ઝુલ ૪.

ખોળી ખોળી કરે નગરમાં નથી આવતું કોઇ નજરમાં,
ઠગ મલ્યો એક જુનાગઢમાં ખોટી ચીઠી લખી આપી હાનમાં,
હાથકપાળે દઇને બેઠા ચારે જણા થયા ઉદાસી;
હુંડી કરાવવા૦ ૮

## લાવણી.

નરસી મેહેતાનું વચન રાખવા શામળશા રૂપીઆ લાવ્યા
શામશામી થયા એકઠા પરદેશી કયાંથી આવ્યા,
અમે નીકલ્યા તીરથ કરવા જુનાગઢ રૂપીઆ ભરી આવ્યા,
ખોટી ચીઠી લખી આપી હાથમાં શામળશાને બતાવ્યા. ૯

## ઝુલ ૫.

અમે છીએ નરસી મેહેતાના લ્યો રૂપીયા સુરતી સક્કાના;
નથી મમેલા છે કોરા કકડતા તમારા રૂપીયા ખરી મેહેનતના
સાતસેં એક રૂપીયા ગણી આલ્યા, ચાર જણાં ત્યાંથયા ખુશી
હુંડી કરાવવા૦ ૧૦

## લાવણી.

શામળશા જેગોપાળ કરેછે રૂપીયા તમારા સંભાળજો
ભરીપુરીને પામ્યા રૂપીયા મહેતાજીને જઇ કહેજો;
રખે દીલમાં જરા હરબડતાં કામકાજ હોયતો કહેજો;
મછારામ સત ગુરૂને શરણે સાચા ગુરૂને સમરજો.

## ઝુલ ૬.

ભગત આધીન રહે ભગવાન જેવા મલ્યા નરસી મેહેતાને
મંછારામ તમારે શરણે હાથ જોડકર કહેતા હે
હાથ જોડકર કરૂ વીનતી કાશી ગામકા રહેવાશી
હુંડી કરાવવા આવ્યા ગામમાં ચાર જણા તીરથવાશી. ૧૨

## થાળ વખતે ગાવાનું.

### પદ ૧.

મારે ઘેર આવજો માવા ભાવેતો ઢેબરૂ ખાવા,
બાજરીનાં બે ઢેબરાં કીધાં તરી ઝાઝાં તેલ
મારે ઘેર આવજો માવા ભાવેતો ઢેબરૂ ખાવા,
બાજરીનાં બે ઢેબરાં કીધાં તરી ઝાઝાં તેલ.

કકડો પાપડ કોચલી ઉપર દહીનુ દબડુ મેવા, મારે૦ ૧
જસોદાના માવા આવોને વાંસલડી વાવા,
ઉનો ઉનો પુંખ પાડું તે ખોબલે ખોબલે ખાવા. મારે૦ ૨
મારા છેતરમાં લીંબડી પોચીને આવી ફુમતડે,
કારંગડીનું શાક જોઇએ તો, ઓ પેલે વેલે. મારે૦ ૩
બાજરીનાં બે ઢેબરાં કીધાંને, ઘીએ મેલાં વહી,
રામ ક્રશ્ન પ્રભુ લંકનેરે, સાચી છે સગાઇ. મારે૦ ૪

## આરતી ૨ જી.

આરતી જુગલ કીસોરકી કીજે, તન મન ધનનો છાવર કીજે,
ગહરશામ મુખ નીરખત લીજે, હરીકો સ્વરૂપ નેનભર લીજે,
રવીશસી કોટ બનકીરે સોભા, વા દેખ્યાત મેરો મન ગયો લોભા,
ફુલનકો પાઘ ફુલનકીરે માળા, ફુલન સીંગાર બન્યો નંદલાલા,
નંદનંદ બ્રગુભાન કેસરી, પ્રેમાનંદ પ્રભુ અવીચળ જોરી.

## આરતી ૩ જી.

ખેલત ચારૂ ભાઇ શ્રી આંગણીયાંમે ખેલત ચારૂ ભાઇ. ટેક૦
સીતારામ લક્ષમણ ભરત સતરૂઘન, શોભા બરને ન જાઇ. શ્રી૦ ૧
ચાર રત્નોનો ખેલ રચ્યો હે, ફુલન ગેંદ બનાઇ,
તીન લોકકી સકલ સંપ્રદા અવધપુરીમેં ચલી આઇ. શ્રી૦ ૨
ઠેર ઠેર મુનીજનકે આશ્રમ, બેઠે ધ્યાન લગાઇ;
શીશ મુગટ કર ધનુષ બીરાજે, દશરથ સુત રઘુરાઇ. શ્રી૦ ૩
કલ્પ સ્વપ્ન સિંહાસન, જ્યાં બેઠે રઘુરાઇ;
માત કઉશલ્યા કરત આરતી, આનંદ ઉર ન સમાઇ. શ્રી૦ ૪
સરજુકી તીરે અજુધ્યા નગરી અપને હાથ બનાઇ.
તુલશીદાસ ધન ધન કોશલપુર, ભાગ્ય બડોજીને પાઇ. શ્રી૦ ૫

## આરતી ૪ થી

કાનન મંગળ ગાવે, જશોદા મઇયા કાનન મંગળ ગાવે;
પુરણ બ્રહ્મ અખંડ અવીનાશી, સો જાકી ધેન ચરાવે. જ૦ ૧
કોટી કોટી બ્રહ્માંડકો કરતા, જપ તપ ધ્યાન ન આવે;
ન જાણુ એ કોણ પૂરયસે, યસોદામતી ગોદ ખેલાવે. જ૦ ૨
શીવ સનકાદીક ઓર બ્રહ્માદીક, નીગમ નેતી નેતી ગાવે;
શેષ સહશ્ત્ર મુખ રટત નીરંતર, સોજાકો પાર ન પાવે. જ૦ ૩
સુંદીર બદન કમળ દળ લોચન, ગઉધન કે સંગ આવે;
માત જસોદા કરત આરતી, કબીરાજી દરશન પાવે. જસો૦ ૪



# સર્વ તત્વના સાર.

## રામ

રામ રામ રામ રામ રામ રામ રામ રામ

રામ રામ રામ રામ રામ રામ રામ

રામ રામ રામ રામ રામ રામ

રામ રામ રામ રામ રામ

રામ રામ રામ રામ

રામ રામ રામ

રામ રામ

રામ

રામ રામ રામ

રામ રામ રામ રામ

રામ રામ રામ રામ રામ

રામ રામ રામ રામ રામ રામ

રામ રામ રામ રામ રામ રામ રામ

રામ રામ રામ રામ રામ રામ રામ રામ

રામ રામ રામ રામ રામ રામ રામ

રામ રામ રામ રામ રામ રામ

રામ રામ રામ રામ રામ

રામ રામ રામ રામ

રામ રામ રામ

રામ રામ

રામ